હું પ્રથમ યજ્ઞને પૂછું છું, તેનો દૂત તે સ્પષ્ટતાથી કહે. પૂર્વનું ઋત ક્યાં ગયું ? કોણ નવો તેને ધારણ કરે છે ? હે
દ્યાવાપૃથ્વી ! ઇ૦ ૪

હે દેવો ! તે જે તમે દ્યૌના પ્રકાશમાં વર્તમાન ત્રણ સ્થાનોમાં છો–તમારૂં ઋત કયું ? અને તમારૂં અનૃત કયું ?
તમારી પ્રાચીન આહૂતિ ક્યાં ? હે દ્યાવાપૃથ્વી ! ઇ૦ ૫

તમારૂં ઋતનું ધારણ ક્યાં ગયું ? વરુણની નજર ક્યાં ગઇ ? અર્યમાનો મહાન પથ ક્યાં ગયો ? અમે તે દુઃખકારક
ચિંતાઓની પાર પામીએ. હે દ્યાવાપૃથ્વી ! ઇ૦ ૬

હું તે જ છું જે પહેલાં સોમ કાઢવાને પ્રસંગે કેટલાંક (સ્તોત્રો) બોલ્યો હતો. તે મને ચિંતાઓ પીડે છે, જેમ વરુ
તરસ્યા મૃગને પીડે તેમ. હે દ્યાવાપૃથ્વી ! ઇ૦ ૭

મને શોકયોની જેમ બાજુઓ બધેથી પીડે છે. ખેરવાળા સુતરના તાતણાને ઉંદર જેમ કરડી ખાય છે તેમ હે શતક્રતુ ! મને–તારા સ્તોતાને–ચિંતાઓ કરડી ખાય છે. હે દ્યાવા-
પૃથ્વી ! ઇ૦ ૮

તે જે સાત રશ્મિઓ છે તેમાં મારી નાભિ આતત છે. આપ્ત્ય ત્રિત તે જાણે છે. તે સંબંધીપણાને માટે સ્તુતિ
કરે છે. હે દ્યાવાપૃથ્વી ! ઇ૦ ૯

---

**શૂને** નો અર્થ રૉથે પોતાના કોષમાં Mangel ( Fault=દોષ ) કર્યો છે. તે અર્થ અહીં લીધો છે. વેદાર્થયત્નમાં ‘હે દેવો ! આ સૂર્ય દ્યુલોકમાંથી નીચે ન પડો, કલ્યાણકારક અને પૂજ્ય [સૂર્ય] થી વિરહિત અમે થઇએ એવું કદી ન બનો’ એવો અર્થ કરેલો છે.

૪ ‘યજનીય સર્વ દેવોમાં આદિભૂત અગ્નિને હું પૂછું છું, ઇ. હે અગ્નિ ! મેં પહેલાં શ્રોતાઓને માટે નિર્મેલું શ્રેય ક્યાં ગયું ? તારાથી બીજો નવો કોણ ધારણ કરે છે ? ઇત્યાદિ.’ (સાયણ).

૫ ‘દ્યૌના એટલે કે સૂર્યના પ્રકાશમાં રહેલા પૃથ્વી વગેરે ત્રણ સ્થાનોમાં રહેલા દેવો ’ (સાયણ).

‘ કુવામાંથી બહાર નીકળવાને માટે સ્તુતિ કરે છે ’ સાયણ ).

આ જે પાંચ વૃષભો મહાન દ્યૌની મધ્યમાં રહેલા છે તેઓ દેવો વિષે મારા ઉત્તમ સ્તોત્રને શીઘ્રતાથી એક સાથે સ્વીકારનારા પાછા ફર્યા. હે દ્યાવાપૃથ્વી ઇ૦ ૧૦

આ સુપર્ણો દ્યૌના ઊંચા નિવાસમાં બેઠા છે. તેઓ, માર્ગમાંથી સતત વહેતાં પાણીને તરતા વરુને રોકે છે. હે દ્યાવાપૃથ્વી ! ઇ૦ ૧૧

હે દેવો ! નવીન, સારી રીતે કહી શકાય એવું તે સ્તુત્ય (તમારામાં) રહેલું છે. સિંધુઓ ઋતને પ્રેરે છે, સૂર્ય સત્યને વિસ્તારે છે. હે દ્યાવાપૃથ્વી ! ઇ૦ ૧૨

હે અગ્નિ ! દેવોમાં તે તારૂં પ્રશસ્ય બંધુત્વ છે, તે તું મોટો વિદ્વાન અમારામાં મનુષ્યની જેમ બેસી દેવોનું યજન કર. હે દ્યાવાપૃથ્વી ! ઇ૦ ૧૩

---

૧૦ 'ઉક્ષણ એટલે ઇચ્છાઓને વર્ષાવનારા તે દેવોઃ ઇંદ્ર, વરુણ, અગ્નિ, અર્યમા અને સવિતા; અથવા અગ્નિ, વાયુ, સૂર્ય, ચંદ્રમા અને વિદ્યુત' 'મારા પ્રશંસનીય સ્તોત્ર પ્રતિ એકી સાથે આવતા તે દેવો મારૂં પરિચરણ દેવો વિષે એકદમ સ્વીકારે છે. પછી તૃપ્ત થઇ પાછા ફરે છે' (સાયણ).

૧૧ સુપર્ણો—'સૂર્યના રશ્મિઓ' (સાયણ).

'સતતવ્હેતાં' **યવ્હતીઃ**—'મોટી'.

'કુવામાં પડયા પહેલા ત્રિતને જોઇને કોઇક વરૂ મોટી નદીને તરવાની ઇચ્છાથી આવ્યો. તે સૂર્યનાં કિરણોને જોઇને આ અવસર નથી એમ માની પાછો ફર્યો. આથી રશ્મિઓ વરૂને રોકે છે એમ કહ્યું છે.' (સાયણ).

બીજી લીટીનો અર્થ યાસ્ક આ પ્રમાણે કરે છેઃ 'મોટા અંતરિક્ષને બાર રાશિરૂપી માર્ગથી તરતા વૃકને-ચંદ્રમાને-સૂર્યનાં કિરણો રોકે છે.'

'ઊંચા નિવાસમાં'-પિશેલ વગેરે 'આરોધન' નો અર્થ 'ચઢાવ' કરે છે.

૧૨ ઋત—'પાણી'. 'આળસ વિના હંમેશાં નદીઓ પાણીને પ્રેરે છે.' સત્ય—'સૂર્ય સર્વદા વિદ્યમાન પોતાનું તેજ વિસ્તારે છે' (સાયણ). નદીઓનું નિયમિત વહેવું એ ઋતના નિયમનું સૂચક છે. અને સૂર્ય પોતાનો તેજધર્મ નિત્ય વિસ્તારે છે, એ સત્યનું સૂચક છે. એ અભિપ્રાયથી ઋષિએ ઉપર પ્રમાણે કહ્યું હશે.

૧૩ મનુષ્વત્—'મનુના યજ્ઞમાં બેઠા હતા તેમ'. (સાયણ).

માણુસની જેમ બેઠેલો હોતા, મોટો વિદ્વાન, દેવોમાં મેધાવી અગ્નિદેવ દેવો તરફ હવ્યોને પ્રેરે છે. હે દ્યાવાપૃથ્વી! ઇ૦ ૧૪

વરુણ બ્રહ્મ (કર્મ) કરે છે. તે માર્ગ જાણનારને અમે યાચીએ છીએ. તે હૃદયમાં મતિને ઉઘાડે છે. નવું ઋત જનમે. હે દ્યાવાપૃથ્વી! ઇ૦ ૧૫

તે જે સૂર્યનો માર્ગ દ્યૌમાં અતિ સ્તુત્ય રીતે નિર્માણ થયેલો છે તે હે દેવો! ઓળંગાય એવો નથી. તેને હે માણસો! તમે જોતા નથી. હે દ્યાવાપૃથ્વી! ઇ૦ ૧૬

કુવામાં પડેલો ત્રિત દેવોને રક્ષણ માટે બોલાવે છે. સંકડામણમાંથી વિશાળતા કરતા બૃહસ્પતિએ તે સાંભળ્યું. હે દ્યાવાપૃથ્વી! ઇ૦ ૧૭

લાલ વરુએ મને એકવાર રસ્તેથી જતો જોયો. પીઠમાં દર્દવાળા સુથારની જેમ જોઇને ચાલ્યું જાય છે. હે દ્યાવાપૃથ્વી! ઇ૦ ૧૮

---

૧૫ 'તે વરુણ માટે અમારો સ્તોતા હૃદયથી સ્તુતિને પ્રકાશે છે—ઉચ્ચારે છે. તે આ નવીન સ્તુત્ય વરુણ અમારૂં ઋત થાઓ' (સાયણ).

૧૬ સ્તુત્ય રીતે—**પ્રવાચ્ય** 'સર્વે પ્રાણીઓથી દેખાય એ રીતે વર્તમાન દેવો પણ આ માર્ગને ન ઓળંગી શકે. કારણકે તેમનું જીવન પણ તેના ઉપર આધાર રાખે છે. સૂર્ય હોય તો વસંતાદિ સમયો થાય અને સમયો હોય તો યાગ કરાય, અને યાગ થાય તો તેઓ જીવી શકે માટે તેઓ સૂર્યને ન ઓળંગી શકે.' (સાયણ).

'માણુસોનું સંબોધન, પોતાને કુવામાં પાડી નાસી ગયેલા એકત અને દ્વિત પ્રતિ નિંદા રૂપે કહેલું છે. હું જ મંત્રદૃષ્ટા તે સૂર્યને જાણું છું તમે પાપીઓ જાણુતા નથી' (સાયણ).

૧૮ 'કામ કરતાં થાકી ગયેલો સુથાર કમર દુખતાં થાક દૂર કરવા ઉંચુ જુએ તેમ વરૂ ઉંચુ જોઇને ચાલ્યું જાય છે.' દર્દવાળા—વાંકા વળેલા (સાયણ).

વૃકને ચંદ્ર ગણી અહીંઆં સાયણ બીજો અર્થ પણ ઘટાવે છે.

આ સ્તોત્રથી ઇંદ્રયુક્ત અમે સર્વ વીરો સંગ્રામમાં (શત્રુઓને) હરાવીએ. તે અમને મિત્ર, વરુણ, અદિતિ, સિંધુ, પૃથ્વી અને દ્યૌ આપો. ૧૯

---

## ૭

### દેવતા ઋભુઓ, છન્દ ૫, અને ૯ ત્રિષ્ટુપ્ બાકીની જગતી, ઋષિ કુત્સ.

મેં કરેલું અનુષ્ઠાન ફરીથી કરાય છે. મધુર ભાવના સ્તુતિને માટે બોલાય છે. વિશ્વદેવો માટે પૂરતો આ સમુદ્ર અહીંઆં છે. હે ઋભવો ! સ્વાહા કરેલાથી તૃપ્ત થાઓ. ૧

મારા કેટલાક પૂર્વજ સંબંધીઓ ! જ્યારે તમે ઉપભોગ્યને ઈચ્છતા દૂર દૂર ફર્યા ત્યારે આચરણના મહિમાથી સુધન્વાના પુત્રો ! દાન કરનાર સવિતાના ઘરમાં પહોંચ્યા. ૨

સવિતાએ તમારે માટે અમૃતત્વ કાઢ્યું, જ્યારે અગોહ્યની સ્તુતિ કરતા તમે આવતા હતા. ભક્ષણ માટેના અસુરના પ્યાલાને જે એક હતો તેને ચાર કર્યો. ૩

---

૧ અનુષ્ઠાન—'મેં અગ્નિષ્ટોમ આદિ જે કર્મ કર્યાં છે તે ફરીથી કરું છું. આ સમુદ્ર—'સોમરસ' સર્વ દેવોને પહોંચે એટલો. (સાયણ).

૨ દૂર દૂર ફર્યા—મૂળમાં **अपाकाः** શબ્દ છે. 'પરિપક્વ જ્ઞાનવાળા' એવો સાયણ અર્થ કરે છે. રૉથ વગેરે 'દૂર' અથવા 'દૂર ફરનારા (entfernt)' એવો અર્થ કરે છે. શબ્દ **अप** અને **अंच** ધાતુમાંથી આવેલો છે. **प्रांच**ના સંબંધથી એનો અર્થ 'પશ્ચિમના' ન કરી શકાય ? અર્થ આ પ્રમાણે થાય, 'મારા પૂર્વવાસી સંબંધીઓ પશ્ચિમમાં ગયા.'

ઉપભોગ્ય—સોમ. સાયણ પહેલી લીટીનો અર્થ આ પ્રમાણે કરે છે, 'હે પરિપક્વ જ્ઞાનવાળા પૂર્વના મારા કેટલાક સંબંધીઓ ઉપભોગ્યને એટલે સોમને ઇચ્છતા જ્યારે તપ આચરવાને અરણ્યમાં ગયા.'

આચરણનો મહિમા—'તપનું બહુત્વ.' (સાયણ). મૂળમાં '**चरितस्य भूमना**' છે. ગ્રીફિથ 'ખુબ ફરી' એવો અર્થ કરે છે.

૩ અમૃતત્વ કાઢ્યું.—'દેવત્વ આપ્યું'. (સાયણ).

કર્મને શીઘ્રતાથી વ્યાપીને મર્ત્ય યજમાનો છતાં અમૃતત્વને તમે ભોગવ્યું. હે સુધન્વાના પુત્રો ! ઋભુઓ ! સૂર્યના જેવા પ્રકાશમાન ! વર્ષમાં ભાવનાઓથી સંયુક્ત થયા. ૪

સ્તુતિ પામેલા, ઉપમાનભૂતને માગતા, અમરોમાં કીર્તિને ઇચ્છતા, ઋભુઓએ એક ઉઘડતા પાત્રને, ખેતરની જેમ, તીક્ષ્ણ શસ્ત્રથી માપ્યું. ૫

જેમ સરવા વડે ઘી (હોમાય છે) તેમ અંતારક્ષના નરોને અમે જ્ઞાન વડે ભાવના અર્પીએ છીએ, જે શીઘ્રતાથી આ પિતાના સાથી થયા (તે) ઋભુઓ દ્યુલોકના બલદાયી અન્નને પામ્યા. ૬

ઋભુ બળથી અમારો નવો ઇંદ્ર છે. બલદાયી અન્નથી અને વસુથી ઋભુ વસુ છે–દાતા છે. હે દેવતાઓ ! તમારી

---

અગોહ્યની—' ઢાંકી ન શકાય એવાની, બધાથી દેખી શકાય એવા સૂર્યની ' ( સાયણ ).

સ્તુતિ કરતા—'**अवयन्त**:' અપેક્ષિત સોમપાનની વિજ્ઞાપના કરતા. સા.

અસુરનો ચમસ—ત્વષ્ટા નામના મહાન દેવે બનાવેલો પ્યાલો. સૃષ્ટિના પ્રારંભમાં ત્વષ્ટાએ કરેલા ચમસને ઋભુઓએ હોતૃચમસઆદિ મુખ્ય ચાર ચમસ કર્યા.

૪ 'કર્મને શીઘ્રતાથી વ્યાપીને' આનો અર્થ સંતોષકારક રીતે થતો નથી. ' યાગ દાન વગેરે કર્મો અને બીજાં એક એક ચમસને ચાર કર્યા વગેરે. માણુસ છતાં એ કર્મોના પ્રભાવથી દેવ થયા એમ કહેવાનું તાત્પર્ય લાગે છે. સા.

જ્યારે તેઓએ યજ્ઞમાં ઉત્સાહથી ઋત્વિજ તરીકે કામ કર્યું.' ગ્રીફીથ.

ભાવના—મૂળમાં ધીતિ શબ્દ છે. અહીંઆં એનો 'અગ્નિષ્ટોમાદિ કર્મ' એવો અર્થ સાયણ કરે છે.

ઉઘડતા—**जेहमानम्** 'હોમક્રિયા તરફ પ્રયતમાન.' (સાયણ.)

ઉપમાનભૂત—'પ્રશસ્ત સોમ' (સાયણ).

કીર્તિ—**श्रव**: 'હવિર્લક્ષણ અન્ન.' સાયણ

૬ શીઘ્રતાથી—**तरणित्वा**. 'સૂર્યના તરણ કૌશલને સૂર્યરશ્મિ થઇ પામ્યા. ' (સાયણ).

મદદથી પ્રિય દિવસે સોમરસ ન કાઢતાની સેનાનો અભિભવ કરીએ. ૭

ઋભુઓએ ચામડામાંથી ગાય નિર્માણ કરી; વાછરડા સાથે માને ફરીથી સંયોગ કરાવ્યો. સૌધન્વન વીરોએ કુશળ કર્મથી ઘરડાં માબાપને યુવાન કર્યાં. ૮

હે ઋભુમાન ઇંદ્ર! સંગ્રામમાં બલ વડે મદદ કર. સુંદર ધન આપ. મિત્ર, વરુણ, અદિતિ, પૃથ્વી અને દ્યૌ અમારા ઉપર તેની મહેર કરો. ૯

---

૮

## દેવતા ઇંદ્ર, છંદ ત્રિષ્ટુપ, ઋષિ ગૃત્સમદ.

જે મનસ્વી પ્રથમ દેવ જન્મ્યો એવો જ ક્રતુ વડે દેવોનો ઉપરી થયો, જેના પ્રાણથી (અને) પૌરુષની મહત્તાથી દ્યાવા-પૃથ્વી ધ્રુજ્યાં, તે હે માણસો! ઇંદ્ર છે. ૧

જેણે હાલતી પૃથ્વીને દૃઢ કરી, જેણે ચલિત પર્વતોને સ્થિર કર્યા, જેણે અંતરિક્ષને વિશાળ થાય એમ માપ્યું, જેણે દ્યૌને ટેકવ્યું, તે હે માણસો! ઇંદ્ર છે. ૨

જેણે અહિને મારીને સાત સિંધુઓને વહેતા કર્યા, જેણે વલના દુર્ગમાંથી ગાયોને બહાર કાઢી, જેણે બે શિલા-

---

૧ ક્રતુ—'વૃત્રને મારવા રૂપ પોતાના પરાક્રમથી.' (સાયણ).

ઉપરી થયો—**पर्यभूषत्**. 'રક્ષક તરીકે દેવોનો પરિગ્રહ કર્યો,' અથવા 'દેવોને ચઢી ગયો.' (સાયણ).

પ્રાણથી—**शुष्मात्**. 'શરીરથી-બળથી.' (સાયણ.)

પૌરુષથી—'સેના રૂપી બળથી.' (સાયણ).

માણસો—**जनासः** 'હે અસુરો.' 'તે, હે અસુરો! ઇંદ્ર છે, હું નથી.' 'વૈન્યના યજ્ઞમાંથી દૈત્યોના ભયથી ઇંદ્ર ગૃત્સમદ ઋષિનું રૂપ ધારણ કરી નાસી ગયો; ઋષિ પોતે જ્યારે યજ્ઞવાટમાંથી બ્હાર નીકળ્યા ત્યારે દૈત્યોએ તેમને ઇંદ્ર ધારી ઘેર્યા; પોતે ઇંદ્ર નથી પણ ઇંદ્ર તો આવો આવો છે ઇત્યાદિ સૂક્ત ઋષિ બોલે છે; ઇત્યાદિ કથા સાયણ આપે છે. જુઓ મૂળ. પૃ. ૨૯

ઓની વચમાં અગ્નિને પેદા કર્યો, યુદ્ધમાં સંહાર કરનાર તે, હે માણસો ! ઈંદ્ર છે. ૩

જેણે આ બધા ભુવનો ચલિત કર્યાં, જેણે દાસ વર્ણને નીચે ગુહામાં ફેંકી દીધો, શિકારીની જેમ જે લક્ષ્ય જીત્યો, જેણે શત્રુ પાસેથી સમૃદ્ધિ લઇ લીધી તે, હે માણસો ! ઇંદ્ર છે. ૪

જે ઘોરને વિષે (લોકો) પૂછે છે 'તે કયાં છે ?', તેને વિષે વળી (લોકો) કહે છે 'તે અહીંઆં નથી.'; પક્ષીઓને જેમ ( શિકારી ) તેમ તે શત્રુની સમૃદ્ધિનો નાશ કરે છે. તેને વિષે શ્રદ્ધા કરો. તે, હે માણસો ઇંદ્ર છે. ૫

જે સમૃદ્ધનો પ્રેરનાર છે, જે દુબળાંનો, જે જાચતા દીન કવિનો; પત્થરથી દબાવી સોમરસ કાઢનારનો જે સુંદર મુખ-વાળો રક્ષક છે તે, હે માણસો ! ઇંદ્ર છે. ૬

જેના આદેશમાં અશ્વો, ગાયો, ગ્રામો અને સર્વ રથો છે, જેણે સૂર્યને (અને) ઉષાને જન્મ આપ્યો, જે પાણીનો નેતા છે તે, હે માણસો ! ઇંદ્ર છે. ૭

જેને સામસામી મળતી સેનાઓ બોલાવે છે, બન્ને–આ અને પેલા–શત્રુઓ બોલાવે છે, એક જ રથ ઉપર બેઠેલાઓ વિવિધ રીતે બોલાવે છે, તે હે માણસો ! ઇંદ્ર છે. ૮

જેના વિના માણસો વિજય પામતાં નથી, જેને લડતા (માણસો) મદદ માટે બોલાવે છે, જે સર્વનો ઉપમાન છે, જે અચ્યુતને ચ્યુત કરનાર છે, તે હે માણસો ! ઇંદ્ર છે. ૯

જેણે બહુ પાપ કરનારા અશ્રદ્ધાળુઓને વજ્ર વડે હણ્યા, જે મિજાજીના મિજાજને ચાલવા દેતો નથી, જે દસ્યુનો હન્તા છે, તે હે માણસો ! ઇંદ્ર છે. ૧૦

---

૪ ચલિત—'જેણે આ નશ્વર ભુવનોને સ્થિર કર્યાં.' (સાયણ).

૫ પક્ષીઓને—**विज इव.** '**इव** એટલે **एव**. ઉદ્વેજક જ થઇને' ( સાયણ ).

૬ દીન—**कीरेः करोतेः कीर्तयतेर्वा** । એટલે કે સ્તોતાની (સાયણ). આ શબ્દની ચર્ચા માટે જુઓ પીટર્સન–'હીમ્સ ફ્રોમ ઋગ્વેદ' પાનું ૧૨૧.

જેણે પર્વતોમાં રહેલા શંબરને ચાળીસમી શરદે શોધી કાઢયો, જેણે બળવાન અહિને, સુતા દાનવને હણ્યો, તે હે માણુસો ઇંદ્ર છે. ૧૧

જે સાત રાશવાળા બળવાન વૃષભે વહેવાને માટે સાત સિંધુઓને છુટા કર્યા, જે વજ્રબાહુએ દ્યૌમાં ચઢતા રૌહિણને ઉડાડી મુકયો, તે હે માણુસો ! ઇંદ્ર છે. ૧૨

દ્યૌ અને પૃથ્વી પણ આને નમે છે. આના પ્રાણથી પર્વતો ધ્રુજે છે. જે સોમપાન કરનાર, દઢ, વજ્રબાહુ જે વજ્રહસ્ત છે, તે હે માણુસો ! ઇંદ્ર છે. ૧૩

જે સોમરસ કાઢનારને રક્ષે છે, જે (હવિષ) પાક કરનારને, જે સ્તુતિ કરનારને રક્ષણ વડે (રક્ષે છે), જેના બ્રહ્મ, સોમ અને આ અન્ન પોષક છે તે, હે માણુસો ! ઇંદ્ર છે. ૧૪

જે દુર્ધર્ષ, સોમરસ કાઢનારને, પાક કરનારને અન્ન આપે છે, તે તું ખરેખર સાચો છે. હે ઇંદ્ર ! તને પ્રિય વીરપુત્રવાળા અમે, હંમેશાં સ્તવન ગાઇએ. ૧૫

---

## ૯

### દેવતા ઇંદ્ર, છંદ ૧૩ અનુષ્ટુપ બાકીનાનો ત્રિષ્ટુપ ૪, ૬, ૮, ૧૦ ના ઋષિ નદીઓ બાકીનાનો વિશ્વામિત્ર.

[ વિશ્વામિત્રઃ— ]

પર્વતોના ખોળામાંથી હોંશથી, છુટી થયેલી સ્પર્ધા કરતી બે ઘોડીઓની જેમ, (વાછરડાંને) ચાટતી બે શુભ્ર ગાયમાતાઓની જેમ વિપાટ અને શુતુદ્રી પાણી વડે દોડે છે. ૧

---

'વિશ્વામિત્ર પૈજવન સુદાસ રાજાના પુરોહિત હતા. પુરોહિત તરીકે ધન પ્રાપ્ત કરી તે લઇ વિપાટ અને શુતુદ્રીના સંગમ પાસે આવી પહોંચ્યા. બીજાઓએ તેમનું અનુગમન કર્યું હતું. ઉતરવા માટે નદીઓની સ્તુતિ કરે છે' ઇત્યાદિ. સાયણ.

૧ હોંશથી—'उशती' સમુદ્ર તરફ જવાની કામના કરતી' (સાયણ). વિપાટ્ એટલે બિયાસ અને શુતુદ્રી એટલે સતલજ.

ઇંદ્રથી પ્રેરાયેલી, પ્રસવને યાચતી તમે, રથ ઉપર બેઠેલાની જેમ સમુદ્ર તરફ જાઓ છો; સંગમ પામતી મોજાંઓથી ઉભરાતી હે શુભ્રાઓ ! તમારામાંથી એક બીજીને મળે છે. ૨

સિંધુ—ઉત્તમ માતા—તરફ હું આવ્યો. વિશાળ સુભગ વિપાટ ઉપર અમે આવ્યા. વાછરડાંને જાણે ચાટતી માતાઓ (તમે) એક સ્થાન તરફ સંચરતી (જાઓ છો.) ૩

[ નદીઓ:— ]

આ પાણીથી પુષ્ટ થતી અમે દેવે નિર્મેલા સ્થાન તરફ અનુસરતી (એવી અમે છીએ). છુટા થવાને માટે પ્રવૃત્ત થયેલો અમારો પ્રસવ રોકાય એવો નથી. વિપ્ર શી ઇચ્છાથી નદીઓને બોલાવે છે ? ૪

[ વિશ્વામિત્ર:— ]

મારા સોમ્ય વચનની ખાતર, હે ઋતવાળીઓ ! મુહૂર્તભર ગમનથી વિરમો. મદદની ઇચ્છાવાળો હું કુશિકનો પુત્ર મોટી મનિષાથી સિંધુને બોલાવું છું. ૫

[ નદીઓ:— ]

અમને વજ્રબાહુ ઇંદ્ર ફોડીને કહાડી. નદીઓના ઘેરનાર વૃત્રને હણ્યો. સુપાણિ સવિતા દેવે (અમને) દોર્યાં. તેનાં પ્રેર્યાં અમે વિશાળ થઇ જઈએ છીએ. ૬

---

૨ ઉભરાતી—'તરંગો વડે આજુબાજુના પ્રદેશને પુષ્ટ કરતી, આબાદીમાં લાવતી' (સાયણ).

તમારામાંથી એક......મળે છે.–બિયાસ સતલજને મળે છે.

૩ જીભથી વાછરડાને ચાટવા ઇચ્છતી જેમ બે ગાયો વાછરડાની પછવાડે જાય છે તેમ એક સ્થાન–સમુદ્ર–ને લક્ષીને–તમે સાથે જાઓ છો.' ( સાયણ ).

૪ પ્રસવ—'ઉદ્યોગ' (સાયણ).

ઋતવાળી—'ઋત=પાણી, તે વાળી એટલે કે નદીઓ' (સાયણ). ઋત એટલે નિયમ; એટલે કે નિયમિત રીતે ગમન કરનારી એટલે ગમન ન અટકે એવી છતાં પણ મારા વચનની ખાતર વિરમો ઇ.

ઇંદ્રનું કર્મ—અહિને જે માર્યો તે–વીર્ય સર્વદા સ્તુત્ય છે. ઘેરીને બેઠેલાઓને વજ્રથી હણ્યા. ગમનને ઈચ્છતાં પાણી ચાલ્યાં. ૭

[ નદીઓ–વિશ્વામિત્રને:— ]

હે કવિ! આ વચનને ભુંસી નાખીશ નહિ; કેજેથી તારા (વચનની) પછીના યુગો આઘોષણા કરે! હે કવિ! સૂકતોમાં અમને સેવજે. માણસોમાં અમને નીચાં કરીશ નહિ. તને નમસ્કાર. ૮

[ વિશ્વામિત્ર:— ]

હે બ્હેનો! કવિને જરા સાંભળો. દૂરથી તમારી પાસે ગાડાં અને રથ સાથે આવ્યો છું. નીચાં નમો. સહેલાઈથી ઓળંગાય એવાં થાઓ. સ્રોતો વડે વહેણો ધરીની નીચે જાઓ. ૯

[ નદીઓ:— ]

હે કવિ! તારાં વચનો અમે સાંભળ્યાં: દૂરથી ગાડાં અને રથ સાથે તું આવ્યો છું. ધવડાવતી સ્ત્રી જેમ હું નમુ છું. પુરુષને જેમ કન્યા, તેમ હું તને ભેટુ છું. ૧૦

[ વિશ્વામિત્ર:— ]

હે! જ્યારે ભરતો,—ગાયોને ઇચ્છતો, પ્રેરાયેલો, ઇંદ્રથી પ્રેરાયેલો આ સંઘ,—તને તરી જાય ત્યારે છુટા થવાને માટે પ્રવૃત્ત થયેલો પ્રસવ ચાલ્યા કરો. તમે જે યજ્ઞને યોગ્ય છો તેમની સુમતિને ઈચ્છું છું. ૧૧

---

૮ સાયણ પ્રમાણે આમ તરજુમો થાય: 'હે કવિ! તારૂં જે સંવાદાત્મક વચન તું બીક વિના અમને ઉદ્‌ઘોષતો છે તે વચન વિસરીશ નહિ. પછીના યુગોમાં–યજ્ઞના દિવસોમાં—ઉકથોમાં હે શસ્ત્રોના કર્તા! અમને તે વાકયથી સેવજે.'

૧૦ પુરુષને જેમ કન્યા—' પિતાને અને ભાઇને ભેટવાને માટે ( **शश्वचै** ) નમે છે તેમ તારે માટે અમે નીચાં થઈએ છીએ.' (સાયણ).

૧૧ ' હે નદીઓ! શાથી જે તમે મારા, તરવાની ઇચ્છાવાળાના ઉત્તરણની છૂટ આપી તેથી ભરતો મારા સર્વે તને સારી રીતે તરી જાય. પાણીને તરવાને ઈચ્છતો ( **गव्यन्** ગા=પાણી ), તારી વડે છૂટ અપાયેલો,

ગાયોને ઇચ્છતા ભરતો તરી ગયા. વિપ્રને નદીઓની સુમતિ મળી. ધસતી, સુસંપત્તિવાળી પુષ્ટ થાઓ. તમે વહેણો ભરપૂર કરો, શીઘ્ર જાઓ. ૧૨

તમારૂં મોજું સમોલ ઉપર રહે એમ જાઓ. હે પાણી જોતરાંને (કોરાં) રહેવા દો. દુષ્કર્મ નહિ કરનાર હે નિષ્પાપો! હે પૂજ્યો! શૂન્યતાને ન પામો. ૧૩

૧૦

**દેવતા પહેલી છમાં આત્માની સ્તુતિ હોવાથી આત્મા* બાકીની ચારમાં ઇંદ્ર-વરુણ; છન્દ ત્રિષ્ટુપ; ઋષિ પુરુકુત્સનો પુત્ર ત્રસદસ્યુ રાજા.**

મારૂં–સર્વના જીવનનું, ક્ષત્રિયનું રાષ્ટ્ર દ્વિવિધ છે; જેમકે સર્વ અમરો અમારા છે; દેવો વરુણના ક્રતુને સેવે છે; હું માણસના ઉત્તમ આવરણ ઉપર વિરાજું છું. ૧

તમારા પ્રવર્તક ઇંદ્રથી પ્રેરાયેલો ભરતોનો સંઘ તરે (**अर्षात्**); શાથી જે ગમનને માટે પ્રવૃત્ત થયેલો તેમનો ઉદ્યોગ પૂર્વે (**अह**) તમારાથી અનુજ્ઞાત થયેલો છે. હું તમારી, યજ્ઞાર્હની, શોભના સ્તુતિને સેવું છું.' (સાયણ.)

૧૨ 'નહેર વગેરે દ્વારા અન્નને ઉત્પન્ન કરતી અને તેથી જ શોભન ધનથી યુક્ત એવી તમે કૃત્રિમ સરિતાઓને પૂર્વની જેમ અત્યંત પુષ્ટ કરો. બધી બાજુઓથી પૂરો.' (સાયણ.)

૧૩ ખીલા—'**शम्या**' 'ખીલા ઉપર રહે એમ જાય' સા. **उद्-हन्तु**નો સંતોષકારક અર્થ થઇ શકતો નથી.

શૂન્યતાને—**शूनं** 'સમૃદ્ધિને ન પામો' એટલે કે પાણીથી ઉભરાઇ ન જાઓ.' (સાયણ). વિલ્સન આ અર્થને અનુસરી તેને આમ ઘટાવે છેઃ કવિને અહીંઆં નદીઓ છીછરી થાય એ ઇચ્છા હોવાથી 'થોડા સમયને માટે ન ભરાઈ જવાની' તે વિનંતિ કરે છે.

* વાસ્તવિક રીતે જોતાં આ સૂક્તમાં વરુણ અને ઇંદ્રનો વિવાદ હોય એમ લાગે છે. પહેલી ૪ ઋચાઓ વરુણ બોલે છે. ૫ અને ૬ ઇંદ્ર બોલે છે. પ્રો. ગ્રાસમાન ૮, ૯ અને ૧૦ ઋચાઓને પછીનો ઉમેરો માને છે. જુઓ ઋગ્વે. જર્મન અનુવાદ. પૃ. ૧૫૦ તથા ૫૩૫-૩૬

૧ આવરણ—**वव्रे**: 'વવ્રિ' શબ્દ **वृ** ધાતુમાંથી આવેલો છે. એનો

હું રાજા વરુણ છું, તે પ્રથમ શક્તિઓને મારે માટે (દેવોએ) ધારી. દેવો વરુણના ક્રતુને સેવે છે. હું માણુસના ઉત્તમ આવરણ ઉપર વિરાજું છું. ૨

હું વરુણ ઇંદ્ર છું. મહત્તાથી વિશાળ ગભીર સુંદર ઉભય લોક (મારાં છે). ત્વષ્ટાની જેમ સર્વ ભુવનોને જાણતા મેં દ્યાવાપૃથ્વીને પ્રેર્યાં અને ધારણ કર્યાં. ૩

મેં ઝરતાં પાણીને પુષ્ટ કર્યાં. ઋતના ધામમાં દ્યૌને મેં ધારણ કર્યું. અદિતિનો પુત્ર, ઋત વડે ઋતવાન છું; વળી મહાનને ત્રણ પ્રકારે વિસ્તાર્યું. ૪

મને સારા ઘોડાઓવાળા લડવાને ઇચ્છતા વીર પુરુષો, મને સંગ્રામમાં ઘેરાએલાઓ, બોલાવે છે. હું મઘવા ઇંદ્ર યુદ્ધ કરૂં છું, અભિભવ કરે એવા બળવાળો હું રેણુને ઉડાડું છું. ૫

મેં તે બધું કર્યું, દૈવ્ય બળ, જેના સામે કોઈ ન થઇ શકે એવા મને, રોકતું નથી જ. જ્યારે મને સોમ મદવાળો કરે છે, જ્યારે સ્તોત્રો (મદવાળો કરે છે) ત્યારે બન્ને અપાર લોક (મારાથી) ધ્રુજે છે. ૬

---

અર્થ 'ઢાંકનાર' એવો થાય તે ઉપરથી 'સંતાઇ જવાની જગા' અથવા 'જીવને ઢાંકતું શરીર' એવા બન્ને અર્થો થાય છે. અહીંઆં બન્ને અર્થો ઘટી શકે એમ છે.

સાયણ આ ઋચાનો બે ત્રણ રીતે અર્થ કરે છે. મેં મૂળમાં જે **યથા** શબ્દ છે તેને, **ક્રિયા** કેવી રીતે તે બતાવનાર તરીકે, લીધો છે. પછીના સંસ્કૃતમાં 'તદ્યથા' નો જે અર્થ છે તે અર્થ અહીંઆં લીધો છે.

૨ શક્તિઓ—**असुर्याणि** 'અસુર' એ મોટામાં મોટા દેવના વિશેષણ તરીકે વપરાય છે. તેનો અર્થ 'પ્રાણવાળો, 'શક્તિવાળો' એવો થાય. તેથી 'અસુર્ય'નો અર્થ 'શક્તિ' કર્યો છે. 'અસુરોને વિઘાતક બળો.' સા.

૪ ઋતના—'ઋત, પાણી, અથવા આદિત્ય' (સાયણ.)

મહાન—'વ્યાપ્ત આકાશને' (સાયણ.)

ત્રણ પ્રકારે—સ્વર્ગ અંતરિક્ષ અને પૃથ્વી એ ત્રણ રૂપે.

સર્વ ભુવનો તારાં તે (કર્મો) જાણે છે. હે વેધા! તે તું વરુણને કહે છે. વૃત્રોને મારનાર (તરીકે) તું સંભળાય છે. હે ઇંદ્ર! તેં ઘેરાયેલા સિંધુઓને વહેતાં કર્યા. ૭

દૌર્ગહ (દુર્ગહનો પુત્ર) બંધન પામતાં તે સપ્ત ઋષિઓ અહીંઆં અમારા પિતા થયા. તેઓએ યજ્ઞથી આને (આની સ્ત્રીને) ઇંદ્ર જેવો વૃત્રને હણનાર અર્ધદેવ ત્રસદસ્યુને આપ્યો. ૮

હે ઇંદ્રાવરુણ! પુરુકુત્સાનીએ તમને હવિષ વડે અને નમસ્કારથી તૃપ્ત કર્યા. તેથી તમે એને વૃત્રને હણે એવો અર્ધદેવ રાજા ત્રસદસ્યુ આપ્યો. ૯

અમે ધાન્યવાળા સંપત્તિ વડે આનંદ પામીએ, દેવો હવ્ય વડે, ગાયો તૃણ વડે (આનંદ પામે). તે ન ભડકે એવી ધેનુને હે ઇંદ્ર–વરુણ! તમે હંમેશને માટે અમને આપો. ૧૦

---

૭ સાયણ અહીંથી ઇંદ્ર–વરુણની સ્તુતિ છે એમ માને છે. 'હે વરુણ! તને તે સર્વ ભુવનો જાણે છે.' 'વેધઃ=હે સ્તોતા.' 'વૃત્રાણિ=વૈરિઓને'. (સાયણ.)

૮ 'દૌર્ગહ બંધનમાં પડયો ત્યારે રાજ્યને રાજા વિનાનું જોઇને પુરુકુત્સની રાણીએ પુત્ર મેળવવાનો વિચાર કર્યો. સપ્તર્ષિઓ ત્યાં આવ્યા. તેમનો તેણે પૂજાસત્કાર કર્યો. તેઓએ પ્રસન્ન થઇ કહ્યું, "ઇંદ્ર–વરુણનું યજન કર." તેણે તેમ કર્યું અને તેથી તેને ત્રસદસ્યુ જનમ્યો. અહીંઆં કોઇ ઐતિહાસિક બનાવનો ઉલ્લેખ હોય એમ લાગે છે.

૯ વૃત્રને હણે એવા—'શત્રુને મારે એવા' (સાયણ.)

ધાન્યવાળા—**सस्वांसः**—અન્નવાળા. નિઘંટુ ૨–૭ માં 'સસ' ને ૨૮ 'અન્ન' નામોમાં ગણાવ્યું છે. પણ સાયણનો અર્થ '**युवां संभक्तारः** તમને પૂજનારાઓ' એવો છે. 'મનોરથને મેળવનારા' (વેદાર્થયત્ન).

ન ભડકે એવી—'દોહવા દે એવી, અનવહિંસિત.' (સાયણ).

## ૫૧

## દેવતા ઉષા, ઋષિ વામદેવ, છંદ ત્રિષ્ટુપ.

આ તે પ્રભૂતતમ જ્યોતિ અંધકારમાંથી પૂર્વદિશામાં ઉજ્જવલતાયુક્ત ઉદય પામ્યું. ખરેખર દ્યૌની દુહિતાઓ, પ્રકાશમાન ઉષાઓ લોકોને માટે માર્ગ કરે છે. ૧

સુંદર ઉષાઓ પૂર્વમાં ઉભી, જાણે અધ્વરોમાં રોપેલા સ્વરુઓ. ઝળહળતી, પ્રકાશમાન, પાવન કરતી ઉષાઓએ અંધકારના કોટનાં દ્વારને ઉઘાડયાં. ૨

આજે લક્ષ્મીવાળી ઝળહળતી ઉષાઓ દાતાઓને અન્નના દાનને માટે વિચાર કરાવે. પણિઓ અસુંદરની અંદર—અંધકારની વચ્ચે—જાગ્યા વિના ઊંઘે. ૩

હે ઉષાદેવીઓ! તે તમારો માર્ગ આજે જુનો છે કે નવો કે જેના વડે હે લક્ષ્મીવાળાં! તમે નવગ્વો ઉપર, અંગિરો ઉપર, દશગ્વ ઉપર અને સપ્તાસ્ય ઉપર ધનનો પ્રકાશ કર્યો? ૪

---

૧ માર્ગ—**गातुम्**. 'ગમન—ગમનાદિ વ્યાપાર-સામર્થ્ય કર્યું.' (સાયણ.)

કરે છે—**कृण्वन्** સાયણ એનો '**अकुर्वत्**' થી અર્થ કરે છે.

૨ સ્વરુ—જુઓ ટીપ. ૫. પૃ. ૨૦૮

૩ પણિ—કંજુસ. **वणिज इवादातारः** ।

૪ માર્ગ—**यामः** 'ગમન સાધન તે રથ' સા.

'પણિઓ અને વલથી પુરી રખાયેલી ગાયોને છુટા કરતા ઇંદ્ર સાથે નવગ્વ, અંગિરસ અને દશગ્વ નામના પ્રાચીનોનો ઉલ્લેખ આવે છે. સપ્તાસ્યથી કોણ ઉદ્દિષ્ટ છે તે ચોક્કસ નથી. 'સપ્તાસ્ય' શબ્દ મં. ૪, સૂ. ૫૦, ઋચા. ૪ માં બૃહસ્પતિના વિશેષણ તરીકે વપરાયેલો છે. આ બૃહસ્પતિનો પણ ગાયોને લઇ આવવાના કર્મ સાથે સંબંધ છે. તેથી તેનો અહીંઆં ઉલ્લેખ હોય એમ સંભવિત છે. એ કલ્પના જો બરાબર હોય તો નવગ્વ અંગિરસ, દશગ્વ અને બૃહસ્પતિ એ ચારનો અહીંઆં નિર્દેશ છે એમ સમજવું જોઇએ.' મેકડોનલ વેદિકરીડર પાનું ૯૫.

સપ્તાસ્યનો અર્થ સાયણ 'સપ્તછન્દોયુક્તમુખે' કરે છે.

હે દેવીઓ ! નિયમસર જોડાતા અશ્વોથી, ઉંઘતાં બેપગાં અને ચોપગાં જીવને પ્રવૃત્તિને માટે જગાડતી હે ઉષાઓ ! તમે ભુવનોની શીઘ્રતાથી પરકંમા કરો છો. ૫

આમાંની ( ઉષાઓમાંની ) કઇ પુરાણી હતી ( અને ) કયાં હતી, જ્યારે ( દેવોએ ) ઋભુઓનાં કર્મો વિહિત કર્યાં ? શાથી જે શુભ્ર ઉષાઓ ઉજ્જવલતાથી વિચરે છે, તેથી સમાન, જુની ન થતી ઓળખાતી નથી. ૬

તે જ તે ઉષાઓ પહેલાં કલ્યાણકારી હતી–સાહાય્યમાં પ્રકાશમાન, નિયમસર જન્મતી સત્ય, જેઓમાં પ્રયત્નશીલ યજમાન સ્તોત્રો વડે સ્તુતિ કરતો પ્રશંશા કરતો તરત જ ધનને પ્રાપ્ત કરે છે. ૭

તેઓ પૂર્વમાં સમાન સ્થાનથી સરખાં ફેલાતાં સાથે વિચરે છે. ઋતના સ્થાનમાંથી જાગતી દેવીઓ ગાયોના ટોળાની જેમ ઉષાઓ વિચરે છે. ૮

તેઓ જ–આજે પણ સમાન ઘટયા વિનાના વર્ણવાળી ઉષાઓ એક સાથે વિચરે છે–મોટા અંધકારને પ્રકાશમાન તનુઓથી ઢાંકતી, ઉજ્જવલ, શુચિ ઝળહળતી (ઉષાઓ.) ૯

---

૫ નિયમથી જોડાતા—**ऋतयुग्भिः** ' **यज्ञगामिभिः** ' (સાયણ).

૬ ( દેવોએ ) વિહિત કર્યાં—જુઓ મં. ૧, ૧૧૦. પૃ. ૨૧૬—૧૭ વળી સરખાવો **एकं चमसं चतुरः कृणोतन तद्वो देवा अब्रुवन्** ( એક પાત્રને ચાર કરો, તે તમને દેવોએ કહ્યું. ) મં. ૧–૧૬૧–૨

૭ કલ્યાણકારી—સાયણ આને ઉષાના વિશેષણ તરીકે લઇ ભદ્ર ધન ઉષાઓ ' પહેલાં હતી ' એમ અર્થ કરે છે.

સાહાય્યમાં પ્રકાશમાન—**अभिष्टिद्युम्नाः** 'અભિગમનમાત્રથી દ્યુમ્ન જેમનું છે તે' ( સાયણ )

નિયમસર જન્મતી સત્ય—ઋતજાતસત્યા. ' ઋતને માટે, યજ્ઞને માટે અને સત્ય—સત્યફલા, તેવી ઉષાઓ ' ( સાયણ ).

૮ સાયણ બીજી લીટીનો અર્થ આ પ્રમાણે કરે છે: ' યજ્ઞના સ્થાનની—ત્યાંના ઋત્વિજ હવિ વગેરેને જગાડતી પાણીના સર્જનની જેમ ઉષા દેવીઓની સ્તુતિ થાય છે.'

હે દ્યોની દુહિતાઓ! પ્રકાશમાન દેવીઓ! અમને પ્રજાયુક્ત સંપત્તિ આપો. સુખશયનથી તમારા તરફ જાગતા અમે સુવીર્યના પતિઓ થઇએ. ૧૦

હું યજ્ઞકેતુ, હે દ્યોની દુહિતાઓ! પ્રકાશમાન ઉષાઓ! તમારી પાસે બોલું છું—અમે લોકમાં યશસ્વી થઇએ. તે અમને દ્યૌ અને પૃથ્વી આપે. ૧૧

---

## ૧૨

### દેવતા મિત્રાવરુણ, ઋષિ આત્રેય, છંદ ત્રિષ્ટુભ.

તમારા બંનેના ઋતુ વડે ઋત નિશ્ચલ મુકાયું છે, જ્યાં સૂર્યના અશ્વોને છુટા કરવામાં આવે છે. દશ સો સાથે ઉભા હતા ત્યારે દેવોના વપુઓના એક શ્રેષ્ઠને મેં જોયો. ૧

હે મિત્રાવરુણ! દિવસો વડે અહીંઆ રહેલાં દોવાય છે તે તમારો સુમહિમા છે. વાડાની સર્વ ગાયોને તમે પુષ્ટ કરો છો. તમારો એક રથનેમિ અનુક્રમથી ફરે છે. ૨

---

૧૦ સુખશયનથી—**स्योनात्**. 'સુખથી' એટલે કે સુખના કારણથી. (સાયણ)

તમારા તરફ જાગતા—**वः प्रतिबुध्यमानाः** 'તમને જગાડતા. (સાયણ.)

૧૧ યજ્ઞકેતુ—'યજ્ઞ છે પ્રજ્ઞાપક જેનો તે' [સાયણ] મં. ૧–૧૧૩–૧૯ માં ઉષાને **यज्ञस्य केतुः** કહેલી છે. (મેકડોનલ વે. રી. પા. ૯૯)

૧ સાયણ પ્રમાણે અર્થ આમ થાયઃ 'સૂર્યનું ઋત—સત્યભૂતમંડળ ઋતવડે—પાણી વડે ઢંકાયેલું શાશ્વત્ મેં જોયું. જ્યાં તમારા બંનેની સ્થિતિ છે ત્યાં. જ્યાં,—જે મંડળમાં રહેલા અશ્વોને સ્તોતાઓ છુટા કરે છે, અને જે મંડળમાં હજાર રશ્મિઓ રહેલી છે, તેવા દેવોના શરીરોના શ્રેષ્ઠને મે જોયો. ઇત્યાદિ.' આમાં બે ત્રણ પંક્તિનો અર્થ જરા જુદી રીતે પણ સાયણે કરેલો છે.

જ્યાં છુટા કરવામાં આવે છે—સૂર્યલોકમાં સૂર્યના અશ્વોને છુટા કરવામાં આવે છે.

દશ સો—સૂર્યનાં હજાર કિરણો.

૨ અહીંઆ—**ईर्मा** '**सततगन्ता सर्वस्य प्रेरको वा आदित्यः** સતતગતિ કરનાર અથવા સર્વનો પ્રેરક આદિત્ય' (સાયણ). નિરુક્ત

હે મિત્ર અને વરુણુ રાજાઓ ! ઓજસ વડે તમે પૃથ્વી અને દ્યોને ધારણુ કર્યાં; ઓષધિને વધારી, ગાયોને પુષ્ટ કરી, ત્વરિત વરસનારાઓએ તમે વૃષ્ટિને છોડી. ૩

સારી રીતે જોડેલા ઘોડાઓ તમને આ બાજુ લાવે. ખેંચાયેલી રાશોવાળા (ઘોડાઓ) આ બાજુ આવે. ઘૃતનું રૂપ તમને અનુવર્તે છે. નદીઓ હરહંમેશ આ બાજુ ઝરે છે. ૪

પ્રખ્યાત રૂપને વધારતા, ઉર્વીને યજુષથી બર્હિષની જેમ રક્ષતા નમસ્કાર પામેલા દક્ષને ધારણુ કરતા હે મિત્ર હે વરુણુ ઇળાની અંદર ગાદી ઉપર બેસો છે. ૫

---

૫-૨૫ માં આપેલા ઉદાહરણુમાં '**ईर्मा**' આવે છે તેને '**ईर्मे**' ગણી તેનો અર્થ **इहैव**-'અહીંઆં જ' કરેલો છે. વળી બાહુ એવો પણુ અર્થ કરેલો છે. (**ईर्मे इति बाहुनाम**). સેં. પી. લે. માં '**इर्मे**'ના બન્ને અર્થો આપી ઉપરની પંક્તિને 'hier hierher' 'અહીંઆ-અહીંઆથી' એ અર્થ નીચે ટાંકી છે. પણુ પ્રો. ગ્રાસમાન આ પંક્તિમાં '**इर्मे**' નો અર્થ 'Hand' 'બાહુ' કરે છે. જુઓ ઋ. વે. અનુવાદ ભા. ૧. પા. ૨૧૨.

રહેલાં—'**स्थावरभूता अपः**' ( સાયણુ. )

વાડા—**स्वसरस्य** '**स्वयं सर्तुरादित्यस्य**' (સાયણુ). આ શબ્દ નિઘંટુ ૪-૨ માં અનેકાર્થવાચક શબ્દોમાં ગણાયેલો છે. નિઘંટુ ૧-૯ માં બાર 'અહર્' નામોમાં અને નિઘંટુ ૩-૪માં બાવીસ 'ગૃહ' નામોમાં ગણાવેલો છે.

વાડાની ગાયો—અંતરિક્ષનાં પાણી.

૩ મિત્ર અને વરુણુ રાજાઓ—**मित्रराजाना वरुणा.** મિત્ર એટલે કે 'સ્તોતાઓ, રાજાઓ જેનાથી થાય છે તેવા મિત્રાવરુણો' ( સાયણુ. ) અહીંઆં 'મિત્રાવરુણુ' એવો સંબોધનની વચમાં બંનેનું 'રાજા' વિશેષણુ પેસી ગયું હોય એમ લાગે છે. બોલાતી ભાષામાં આવી છુટ સમજી શકાય તેવી છે.

૪ હરહંમેશ—**प्रदिवि.** '**पुराणनामैतत्** પુરાણુસિંધુઓ.' સા.

૫ બર્હિષ—યજ્ઞમાં વપરાતું પવિત્ર ઘાસ તે ઉપરથી 'યજ્ઞ'ના અર્થમાં પણુ. અહીંઆ સાયણુ યજ્ઞના અર્થમાં લે છે.

**ઇળા. 'યાગભૂમિ' સાયણુ. ઇળા શબ્દ નિઘ ૧-૧૧ માં ૫૭ વાણીના**

હે (મિત્ર)વરુણ જેને ઇળાની અંદર તમે રક્ષો છો (તે) સુકૃત કરનાર માટે (તમે) મંગળહસ્તવાળા અને મહાન રક્ષણ કરનારા છો. હે રાજાઓ! કોપ ન કરતા એવા તમે બન્ને સાથે સહસ્ર સ્તમ્ભવાળા ક્ષત્રને ધારણ કરો છો. ૬

હિરણ્યરૂપવાળો આનો અયસ સ્તંભ સ્વર્ગમાં ઘોડાના ચાબુકની જેમ પ્રકાશે છે; અથવા ચીકણા ભદ્ર ક્ષેત્રમાં રોપેલા છે. ગાદી ઉપર રહેલા મધુનો અમે લ્હાવો પામીએ. ૭

નામમાં ૨–૭માં ૨૮ અન્નના નામોમાં, ૨–૧૧માં ૯ ગોના નામોમાં ગણાયે છે. અહીંઆ યજ્ઞની પવિત્ર ખાવાપીવાની વસ્તુઓના અર્થમાં હશે.

ગાદી ઉપર—'**अधि गर्ते**' '**अधि रथे**—'રથ ઉપર' (સાયણ. અહીંઆ સાયણ નિરુક્ત ૩. ૫ ને પ્રમાણ તરીકે ટાંકે છે. 'રથ પણ ગર્ત કહેવાય છે.' નિઘં. ૩--૪ માં ૨૨ ગૃહનામોમાં 'ગર્ત' ને ગણાવેલો છે નિરુક્ત ૩--૫ માં ઉષા વિષેની ઋચામાં '**गर्तारुग्**' ઉપર ટીકા કરતા અ શબ્દના ત્રણ અર્થ આપ્યા છે. ગર્ત (૧) સભાસ્થાણુ એટલે કે સભામાંને સ્તંભ અથવા કોઇ ઉંચી જગા એવો અર્થ કરી શકાય. આ અર્થમ 'ગૃ' 'બોલવું' એ ધાતુમાંથી શબ્દને ઉત્પન્ન કર્યો છે. '**सत्यसंगरो भवति**' 'જેની નીચે બોલેલું સત્ય થાય'; (૨) શ્મશાનનો ઢગલો. ધાતુ **गुर्** ઉંચુ કરવું. '**अपगूर्णो भवति**' ઉંચો કરેલો છે;' (૩) અર્થ સાયણે ટાંકયો છે એ–રથ. ત્યાં જે અવતરણ આપ્યું છે તે આ સૂકતનં આઠમી ઋચામાંથી છે, "**आ रोहथो वरुण मित्र गर्तम्**" યૂરોપીઅન વિદ્વાનો (ગ્રાસમાન વગેરે) એનો અર્થ 'Throne 'ગાદી' એવો કરે છે. 'ગાદી' નો 'ગર્ત' સાથે સંબંધ હશે? 'ગર્તનુ પ્રાકૃતમાં 'ગડ્ડ' થઈ શકે. ગતનો અર્થ કોઇ 'ઉચ્ચ આસન' એવો થતે હશે. આ અર્થને યાસ્કના પ્હેલા અર્થનો ટેકો મળે છે. ગાડી શબ્દ પણ ગર્તમાંથી વ્યુત્પન્ન થઈ શકે?

૬ મંગળ હસ્તવાળા. '**अक्रविहस्तौ**' '**अकृपणहस्तौ** દાનશૂરા સાયણ. **क्रविः** નો સાધારણ અર્થ 'કાચુ માંસ એવો થાય છે. યૂરોપીઅન વિદ્વાનો ક્રવિનો અર્થ બીજી યૂરોપીઅન ભાષાઓમાં આ શબ્દના રૂપાન્તરના અર્થને આધારે, 'લોહી' કરે છે. અને અર્થ 'લોહીથી ન બગડેલા' એવો કરે છે. સાધારણ અર્થ 'અક્રૂરહસ્તવાળા' એવો થાય.

ઉષા પ્રકટ થતાં સૂર્યના ઉદયમાં હિરણ્યરૂપ અયઃ-
સ્તંભ ગાદી ઉપર હે વરુણ અને મિત્ર ! તમે આરોહણ કરો
છો. અહીંથી અદિતિ અને દિતિને જુઓ છો. ૮

હે ભુવનના સુદાન કરનારા રક્ષકો ! જે મોટામાં મોટું
વિંધી ન શકાય એવું, છિદ્ર વિનાનું શર્મ છે તે વડે હે મિત્ર
વરુણ અમને રક્ષો. લાભને ઇચ્છતા અમે જીતીએ. ૯

---

## ૧૩

### દેવતા—પર્જન્ય, ઋષિ-ભૌમઅત્રિ; છન્દ-૧, ૫-૮ અને ૧૦ ત્રિષ્ટુપ્, ૨-૪ જગતી, અને ૯ અનુષ્ટુપ્.

બળવાનને ઉદ્દેશીને આ ગિરાઓ વડે બોલ. પર્જન્યની
સ્તુતિ કર. નમસ્કારથી ઉપાસના કર. ગર્જના કરતો વૃષભ
ત્વરાથી વરસતો ઓષધિઓમાં ગર્ભ તરીકે વીર્યને મુકે છે. ૧

વૃક્ષોને હણે છે, વળી રાક્ષસોને હણે છે. સમગ્રભુવન
મહાશસ્ત્રવાળાથી બ્હીએ છે. નિર્દોષ પણ બળવાનથી નાસે છે
—જ્યારે પર્જન્ય ગર્જના કરતો પાપીઓને હણે છે. ૨

રથીની જેમ ચાબુકવડે ઘોડાને મારતો વર્ષ્ય દૂતોને
પ્રગટ કરે છે; દૂરથી સિંહની ગર્જના ઉંચી ચઢે છે—જ્યારે
પર્જન્ય આકાશને વરસાદવાળું કરે છે. ૩

પવનો વાય છે, વીજળીઓ પડે છે, ઓષધિઓ ઉંચી
જાય છે, આકાશ પુષ્ટ થાય છે, સમગ્રભુવનો માટે અન્ન
પેદા થાય છે-જ્યારે પર્જન્ય વીર્યથી પૃથ્વીનું રક્ષણ કરે છે. ૪

જેના વ્રતને લઈને પૃથ્વી નમે છે, જેના વ્રતને લઈને
ખરીવાળાઓ દોડાદોડ કરે છે, જેના વ્રતને લઇને વનસ્પતિ
વિવિધ રૂપવાળી (થાય છે) તે, હે પર્જન્ય ! તું અમને મ-
હાન સુખ આપ. ૫

---

૧ નમસ્કાર—નમસા. '**हविर्लक्षणान्न**' ( સાયણ. )

૩ વર્ષ્ય દૂતો—'વરસતા દૂતો-મેઘો.' ( સાયણ. )

૪ અન્ન— इरा 'પૃથ્વી' ( સાયણ. )

હે મરુતો ! દ્યોમાંથી અમારે માટે વૃષ્ટિ મોકલો. વરસતા અશ્વની ધારાઓને પુષ્ટ કરો. આ ગર્જના સાથે આ બાજુએ આવો. પાણી વરસતો અસુર અમારો પિતા છે. ૬

(અમારા) તરફ બુમ પાડ, ગર્જના કર, ગર્ભને મૂક, પાણીવાળા રથથી પ્રદક્ષિણા કર, છોડેલી પખાલને નીચે બરાબર ખેંચ, ઉંચા નીચા પ્રદેશો સરખા થાઓ. ૭

મોટા કોસને ઉંચો કર (અને) રેડ, છુટેલા વહેળાઓ આગળ વહો. દ્યાવાપૃથ્વી ઘૃતથી ભીની કર. ગાયો માટે સારાં ન'વાણ થાઓ. ૮

જ્યારે હે પર્જન્ય ! બુમો પાડતો, ગર્જના કરતો. દુશચારીઓને તું હણે છે, ત્યારે આ વિશ્વ આનંદ પામે છે, અને જે કંઈ પૃથ્વીમાં છે (તે આનંદ પામે છે.) ૯

વરસાદ વરસ્યો, હવે બસ કર. વેરાન ઓળંગવાને લાયક તેં કર્યાં. ઓષધિઓ ભોજનને માટે પેદા કરી. પ્રજામાંથી તને ભાવના મળી. ૧૦

---

## ૧૪

## દેવતા પૃથિવી, ઋષિ અત્રિ, છંદ અનુષ્ટુપ.

હે પૃથિવિ ! ખરેખર આમ તું પર્વતોના ખોદનારને ધારણ કરે છે-તું જે ભૂમિને હે પ્રકર્ષવાળી ! મહાન ! મહત્તાથી સચેત કરે છે. ૧

---

૬ અસુર—એનો મૂળ અર્થ 'પ્રાણવાળો' થાય. આ શબ્દ મોટામાં મોટા દેવોના વિશેષણ તરીકે વપરાય છે. મહાન દેવોનાં મહાન કર્મો અસુર્ય કહેવાય છે. (સરખાવો વૈ. પા. પૃ. ૪૦ અને ૨૨૪, મં. ૪–૪૨–૨) વિદ્વાનો આ 'અસુર'ને અવેસ્તાના 'અહુર' સાથે સરખાવે છે. 'અહુર' પણ મહાન દેવોના વિશેષણ તરીકે જ વપરાય છે જેમકે 'અહુરમઝદ' જુઓ મૅકડોનલ વે. મા. પા. ૭

૧ સચેત કરે છે—'પ્રજિનોષિ ખુશ કરે છે' (સાયણ.)

હે વિચારિણિ ! સ્તોત્રો તારું પ્રકાશમાં સ્તવન કરે છે-તું જે ખોંખારા કરતા ઘોડાના જેવા, હે અર્જુનિ ! મેઘને પ્રેરે છે. ૨

(તું) દૃઢ જ છે જે ભૂમિ વડે ઓજસથી વનસ્પતિને ધારણ કરે છે—જ્યારે તારા ઉપર વીજતા દ્યૌના અભ્રનો વૃષ્ટિઓ વરસે છે. ૩

---

## ૧૫

## દેવતા વરુણ, ઋષિ આત્ર, છંદ ત્રિષ્ટુપ્.

વિખ્યાત સમ્રાટ વરુણને માટે મહાન ગભીર પ્રિય સ્તોત્ર ગા,—જેણે શમિતા ચામડાને ફેલાવે તેમ પૃથ્વીને સૂર્ય માટે પાથરણા તરીકે પાથરી. ૧

વરુણે વનો ઉપર અંતરિક્ષને ફેલાવ્યું, ઘોડાઓમાં બળને, ગાયોમાં દૂધને; હૃદયોમાં ક્રતુને, પાણીમાં અગ્નિને દ્યોમાં સૂર્યને, પર્વતોમાં સોમને મૂકયો. ૨

વરુણે પાણીના કુલ્લાને દ્યાવાપૃથ્વી અને અંતરિક્ષ તરફ નીચે મુખવાળું કર્યું. તેના વડે સમગ્ર ભુવનનો રાજા, વૃષ્ટિ જેમ જવને ભીંજવે છે તેમ, ભૂમિને ભીંજવે છે. ૩

---

૨ વિચારિણી—એટલે કે વિચરનારી સ્તોત્રો. '**स्तोमासः**' 'સ્તોતાઓ.' સા.
પ્રકાશમાં—**अक्तुभिः**—ગમનશીલ સ્તોત્રો વડે. સા.
અર્જુનિ—'શુભ્ર વર્ણે અથવા ગમનશીલે.' સા.
૩ સાયણનો અર્થ જરા જુદો છે.

૧ શમિતા—'**पशुविशसनकर्ता**' પશુને મારનાર (સાયણ). 'અહીંઆં સાધારણ કસાઇ એ અર્થ નથી પણ જે ગોર મરાયેલા પશુના છૂટા પડેલા અવયવો માટે તેના ચામડાને ફેલાવે છે તે સમજવાનો છે'. (લ્યુડવીગ્-ગ્રીફિથ ઋ. વે. વૉ. ૧. પા. ૧૫૧).
૨ અંતરિક્ષને—અંતરિક્ષમાં વિચરતા વાયુને.
૩ પાણીના કુલ્લાને—**कवंधम्**. મેઘને માટે રૂપક છે.

જ્યારે વરુણ દૂધને વાંચ્છે છે ત્યારે વિશાળ ભૂમિને અને દ્યૌને ભીંજવે છે; અને તુરત જ પર્વતો વાદળાંને ધારણ કરે છે; બળવાન વીરો નરમ પડી જાય છે. ૪

વિખ્યાત અસુર વરુણની આ મહાન માયાને હું વર્ણવું છું–અંતરિક્ષમાં ઉભા રહેલા જેણે પૃથ્વીને, માપવાના દંડની જેમ, સૂર્ય વડે માપી. ૫

ઉત્તમ કવિની દેવની આ મહાન માયાની સામું કોઈ કદી પણ થયું નથી, જેમ વહેતી (પાણીને) બહલાવતી નદીઓ એક સમુદ્રને પાણીથી ભરી દેતી નથી. ૬

હે વરુણ ! આર્ય મિત્ર તરફ, સખા તરફ, અથવા હંમેશના ભાઇ તરફ, નિત્યના પડોશી તરફ, અથવા અજાણ્યા તરફ હે વરુણ ! જે કંઇ પાપ અમે કર્યું હોય તે નષ્ટ કર. ૭

જે જુગારીઓ જુગારમાં જેમ આરોપે છે તેમ, અથવા જે સત્ય હોય, અથવા અમે જે ન જાણતા હોઇએ તે બધાં ( પાપો અથવા પાશો)ને હે દેવ ! શિથિલ હોય એમ ઢીલાં કર. હે વરુણ ! અમે તને પ્રિય થઇએ. ૮

---

૪ વિશાળ—**पृथिवी 'प्रथितमंतरिक्षम्'** (સાયણ).

બળવાન વીરો—'બળને ઇચ્છતા વીરો–વિશેષતાથી વૃષ્ટિને પ્રેરનારાએ મરુતો મેઘોને છુટા કરે છે, (સાયણ). અહીંઆં બીજી લીટીનો અર્થ ગ્રાસ માનના જર્મન અનુવાદને અનુસરીને કર્યો છે.

૬ સાયણ બીજી લીટીનો તરજુમો આ પ્રમાણે કરે છે: 'કારણ એક સમુદ્રને પાણી વડે નદીઓ ભરી શકતી નથી આ વરુણનું મહા કર્મ છે.' અહીંઆં તાત્પર્ય નીચે પ્રમાણે લાગે છે: જેમ પાણી બહલાવતી અનેક નદીઓ સમુદ્રને ભરી શકતી નથી તેમ બીજી શક્તિવાન વ્યક્તિઓ વરુણદેવની માયાને પહોંચી શકતી નથી.

વહેતી. **एनीः** શુભ્રા અથવા ગમન શીલા. સા. બહલાવતી. **आसिञ्चन्तीः** 'પાણીનો સેક કરતી' સા.

## ૧૬

**દેવતા પૂષા, ઋષિ ભરદ્વાજ, છંદ ૨ જગતી બાકીનાની ત્રિષ્ટુપ્.**

તારૂં એક (રૂપ) ઉજ્જવલ છે, તારૂં બીજું યજનીય છે,—વિવિધરૂપ રાતદિવસ; તું દ્યૌ જેવો છે. હે સ્વધાવાન્! સર્વ માયાઓનું તું રક્ષણ કરે છે. હે પૂષન્! તારૂં દાન અહીંઆં કલ્યાણકારી થાઓ. ૧

અજ—અશ્વવાળો, પશુઓનું પાલન કરનાર, બલનો નિવાસ, ભાવનાનો પ્રેરનાર, સમર્થ ભુવનમાં રહેલો પૂષન્, શિથિલ ચાબખાને ચમકાવતો દેવ, ભુવનોને બરાબર જોતો, જાય છે. ૨

હે પૂષન્! તારી જે સુવર્ણની હોડીઓ અંતરિક્ષ સમુદ્રની અંદર ફરે છે તે વડે સૂર્યના દૂત તરીકે જાય છે—કામથી પ્રેરાયેલો કીર્તિને ઈચ્છતો. ૩

પૂષા દ્યૌનો અને પૃથ્વીનો સુબન્ધુ છે; અન્નનો પતિ, મઘવા, આશ્ચર્યજનક વર્ચસવાળો છે—જેને કામથી પ્રેરાયેલાને બળવાન સુંદર ગતિવાળાને દેવોએ સૂર્યાને આપ્યો. ૪

---

૧ યજનીય—આ શબ્દમાંથી સાયણ 'રાત્રિ' નો અર્થ કાઢવા પ્રયત્ન કરે છે.

૩ 'એક વાર દેવોની સાથે અસુરોને હણવા સૂર્ય ગયો હતો. તેની સ્ત્રીને તેના પતિ વિષે ઉત્સુકતા થઈ. તેના તરફ સૂર્યે પૂષાને દૂત તરીકે મોકલ્યો. તેથી અહીંઆં પૂષાની સ્તુતિ કરવામાં આવી છે. કામથી પ્રેરાયેલો એટલે કે પશુ વગેરેની ઇચ્છાથી સ્તોતાએ વડે વશ કરાયેલો.' (સાયણ). પણ સરખાવો મં. ૬. સૂ. ૫૫. ૪–૫ જ્યાં પૂષાને '**स्वस्र्यो जारः**, અને '**मातुर्दिधिषुम्**' કહ્યો છે.

## ૧૭

### * દેવતા ઈંદ્રાવરુણ, ઋષિ વસિષ્ઠ, છંદ જગતી.

હે નરો! તમારા બન્નેના બન્ધુત્વને જોતા, લઢવાને આતુર થતા પૃથુપર્શુઓ પૂર્વ તરફ ગયા. દાસોના અને આર્યોના શત્રુત્વોને હણો. હે ઈંદ્ર અને વરુણ! સુદાસને મદદ વડે રક્ષો. ૧

---

* આ સૂક્ત વિષે જર્મન વેદનિષ્ણાત રૅાથે નીચે પ્રમાણે નોંધ કરી છે. "આ સૂક્ત ઐતિહાસિક છે. તેમાં તૃત્સુઓના રાજા સદાસે તેની સામે એક થયેલા દશ રાજાઓની સામે મેળવેલા વિજયી યુદ્ધની—જેનો અનેકવાર ઉલ્લેખ કરવામાં આવે છે—હકીકત છે. વાસિષ્ઠો સુદાસના પુરોહિતો છે. ઉપકાર માનતા આ સૂક્તમાં તેઓ સુદાસના વિજયને પોતાની ઇન્દ્ર અને વરુણની તેના કાજે કરેલી સ્તુતિને તથા આ દેવોએ જે સબળ સાહાય્ય આપી તેને આભારી જણાવે છે. આઠમી ઋચાથી આ સૂક્ત મૂળમાં પૂરૂં થતું હશે. દશમી ઋચા, આ સૂક્ત અને મં. ૭. સૂ. ૮૨ ને (આની પહેલાનું) સમાન છે." જુઓ. પિટર્સન હીમ્સ ફ્રૅામ ધી ઋગ્વેદ પા. ૨૨૫.

૧ લડવાને ઇચ્છતા—**गव्यन्तः** ના રૅાથ ત્રણ અર્થ કહાડે છે. **गव्यति**નો (૧) મૂળ અર્થ 'ગાયોની ઇચ્છા કરવી' એવો થાય, (૨) આતુરતાથી ઇચ્છવું, (૩) યુદ્ધને માટે આતુર થવું. સાયણ 'ગાયોને ઇચ્છતા' એવો અર્થ લે છે.

પૃથુપર્શુઓ—**पृथुपर्शवः** આ શબ્દનો અર્થ બરાબર થઈ શકતો નથી. 'પૃથુ પાર્શ્વાસ્થિ જેના હાથમાં છે એવા' એવો સાયણ અર્થ કરે છે, અને એવું તાત્પર્ય કાઢે છે કે ઘોડાની પાંસળીમાંથી બનાવેલાં ઓજાર લઇ તેઓ બર્હિષ નામનું ઘાસ કાપી લાવવા જાય છે; અને તૈત્તિરીયકમાંથી એક ઉતારો પ્રમાણ તરીકે ટાંકે છે. બીજા વિદ્વાનો 'પર્શુ' ને 'પરશુ' ગણી 'પહોળી ફરસીવાળા' એવો અર્થ કરે છે. લુડ્વીગ્ નામનો વિદ્વાન આ અર્થ અશકય ગણે છે. તે આ સમાસને દ્વન્દ ગણી 'પૃથુઓ અને પર્શુઓ' ને અમુક લોકોનાં વિશેષનામ માને છે. કેટલાક પ્હોળા પાર્શ્વ એટલે પાસાવાળા એવો અર્થ પણ કરે છે.

જ્યાં ધજાઓ ફરકાવતા નરો એકઠા થાય છે, જે સંગ્રામમાં કાંઈક પ્રિય છે, જ્યાં ભુવનો દિવ્ય તેજને જોનારા (દેવ)થી ધ્રુજે છે ત્યાં હે ઇંદ્ર અને વરુણ ! અમને હિંમત આપો. ૨

ભૂમિના છેડાઓ ધૂળવાળા દેખાયા. હે ઇંદ્ર અને વરુણ ! દ્યૌમાં ઘોષ ચઢયો. મને માણસોની શત્રુતાઓએ ઘેર્યો. હે કહેણ સાંભળનારાઓ ! મદદ સાથે આ બાજુ આવો. ૩

હે ઇંદ્ર અને વરુણ ! શસ્ત્રો વડે ભેદનો અપ્રતિમ રીતે સંહાર કરતા, સુદાસનું રક્ષણ કરો.બોલાવે ત્યારે એમની પ્રાર્થનાઓ સાંભળો. તૃત્સુઓનું પુરોહિતપણું સાચું પડયુ. ૪

હે ઇંદ્ર અને વરુણ ! શત્રુનાં દુષ્ટ કર્મો અને ખુનીઓની શત્રુતાઓ મને પીડે છે. બંને વસુઓ ઉપર તમે (બે) વિરાજો છો. હવે પાર પામવાને દિવસે અમારૂં રક્ષણ કરો. ૫

રણભૂમિમાં બંને બાજુનાઓ તમને બોલાવે છે, ઇંદ્ર અને વરુણને ભાગ માટે,–જ્યાં દશ રાજાઓથી પીડાયેલા સુદાસનું તૃત્સુઓની સાથે રક્ષણ કર્યું. ૬

સંપેલા દશ યજન ન કરતા રાજાઓ, હે ઇંદ્ર અને વરુણ ! સુદાસની સામે લડી ન શકયા. હવિષ પાસે બેસનારા નરોની સ્તુતિ સાચી ફળી. દેવોને બોલાવ્યા ત્યારે દેવો એમના થયા. ૭

બધી બાજુએ દશ રાજાઓથી ઘેરાયેલા સુદાસને હે ઇંદ્ર અને વરુણ ! તમે શક્તિ આપી–જ્યાં ધોળા ઝભ્ભા

---

૨ કાંઇક.....**किं चन** અહીંઆં સાયણ **च** અને **न** જુદા પાડવાનું સૂચવે છે. અર્થ બંધ બેસે તે માટે સાયણની સૂચના સ્વીકારવા યોગ્ય છે, પણ પદપાઠ સાથે વિરોધ થવાથી તે પ્રમાણે અર્થ કર્યો નથી.

તેજ તરફ જોનારા– **स्वर्दृशः** 'શરીરના પડયા પછી સ્વર્ગને જોનારા વીરો.' ( સાયણ. ) આ શબ્દનો અર્થ અહીંઆં સંતોષકારક રીતે થઈ શકતો નથી.

પહેરનારા, જટાવાળા, બુદ્ધિશાળી તૃત્સુઓએ નમસ્કાર સાથે ભાવનાથી પૂજા કરી. ૮

એક યુદ્ધમાં વૃત્રોને હણે છે, બીજો હંમેશાં વ્રતોનું રક્ષણ કરે છે. હે બળવાનો ! અમે સુઘટિત (સ્તુતિઓ) વડે તમને બંનેને બોલાવીએ છીએ. હે ઇંદ્ર અને વરુણ ! અમને સુખ આપો. ૯

અમને ઈંદ્ર, વરુણ, મિત્ર, અર્યમા, મહાન ખ્યાતિ અને દરેક બાજુથી વિસ્તીર્ણ આશ્રય આપે. ઋતને વધારનારી અદિતિની અવધ્ય જ્યોતિનું અને સવિતાદેવની સ્તુતિનું અમે ધ્યાન કરીએ છીએ. ૧૦

---

## ૧૮

## દેવતા વરુણ, ઋષિ વસિષ્ટ, છંદ ત્રિષ્ટુપ્

આના મહિમાથી જન્મવાળાં સ્થિર છે-જેણે વિશાળ દ્યાવા-
પૃથ્વીને પૃથક્ પૃથક્ સ્થિર કર્યાં, (જેણે) બંને ઉંચા કર્યા-
સુંદર મહાન સ્વર્ગને અને નક્ષત્રને-અને (જેણે) પૃથ્વીને પાથરી ૧

હું મારી જાત સાથે તે વાત કરૂં છું, 'હું કયારે વરુણના
અંતરમાં થઇશ ?' ગુસ્સે થયા વિના શું મારૂં બલિ સ્વીકારશે?
મહેર કરનારને હું શાન્ત ચિત્તથી કયારે નિહાળીશ ?' ૨

હે વરુણ ! જોવાની ઇચ્છાવાળો હું તે પાપ વિષે પૂછું
છું. પૂછવાને માટે હું વિદ્વાનો પાસે જાઉં છું. કવિઓ મને
સરખુંજ કહે છેઃ આ વરુણ તારા ઉપર ગુસ્સે છે. ૩

---

૧ બંને—**द्विता** 'બે પ્રકારે-દિવસે દર્શનીય સૂર્યને પ્રેરે છે અને રાત્રે નક્ષત્રને પ્રેરે છે એમ બે પ્રકારે' (સાયણ).

સ્વર્ગ-**नाकम्** 'सूर्यम्' (સાયણ).

નક્ષત્રને-નક્ષત્ર જ્યારે એક વચનમાં હોય છે ત્યારે તેનો અર્થ સૂર્ય થાય છે. બહુવચનમાં હોય છે ત્યારે "તારાઓ." (મે. વે. રી. પા. ૧૭૬).

હે વરુણ ! એવું શું મોટું પાપ હતું જેથી તું સ્તોતાને–સખાને હણવાનું ધારે છે ? હે દુર્દમ સ્વધાવાન્ ! તે તું મને કહે. હું પાપરહિત થઇ સત્વર નમસ્કાર કરતો તારી પાસે આવું. ૪

પૂર્વજોના કરેલા પાપમાંથી અમને છોડ અને જે અમે અમારા શરીરથી કર્યાં હોય–હે રાજન્ ! પશુને તર્પણ કરનાર ચોરને જેમ, દોરડામાંથી વાછરડાને જેમ, વસિષ્ઠને છુટો કર. ૫

હે વરુણ ! તે પોતાની મનોવૃત્તિ નથી; તે નિયતિ છે, સુરા છે, મન્યુ છે, પાસા છે, અજ્ઞાન છે. ન્હાનાના અપરાધમાં મોટો હોય છે અને સ્વપ્ન પણ અનૃતનું પ્રેરનાર થાય છે. ૬

હું નિર્દોષ, બળવાન, કરુણાળુ દેવની, દાસની જેમ સેવા કરીશ. આર્યદેવ અજ્ઞાનને જ્ઞાની કરે છે. મોટો કવિ, સ્તોતાને સંપત્તિમાં પ્રેરે છે. ૭

હે સ્વધાવાન્ વરુણ ! તારા માટેનું સ્તોત્ર હૃદયમાં આશ્રિત થાઓ. અમારા ક્ષેમમાં સુખ થાઓ, અમારા યોગમાં સુખ થાઓ. તમે હંમેશાં અમારૂં કલ્યાણ વડે રક્ષણ કરો. ૮

---

૬ આ ઋચાનો ભાવાર્થ તો સ્પષ્ટ છે. પણ પ્રો. મેકડોનલ કહે છે તે પ્રમાણે તેના કેટલાક શબ્દોનો અર્થ ચોક્કસ નથી. ઋચાનું તાત્પર્ય એ દેખાય છે કે જે કાંઇ પાપ થયેલું છે તે જાણી બુઝીને કરેલું નથી, પણ બીજાં બાહ્ય કારણોથી થઇ ગયેલું છે.

નિયતિ—ध्रुतिः ‘ દેવગતિ ’ (સાયણ). ધ્રુતિનો અર્થ સમજાતો નથી. તેના અનેક અર્થો કરવામાં આવે છે. મેકડોનલ રૅાથને અનુસરી તેનો અર્થ ‘લલચાવનાર’ એવો કરે છે.

**उपारे ‘ उपागते समीपे नियंतृत्वेन स्थितः ’** ( સાયણ ). ‘ઉપારે’ શબ્દનો અર્થ પણ અસ્પષ્ટ છે. ધાત્વર્થ તો ઉપ+અર્ એટલે ‘ઉપગમન’ એવો થાય. ‘ઉપાર’ સમાસ બે ત્રણ વાર વપરાયેલો દેખાય છે. અને ત્યાં તેનો અર્થ ‘અપરાધ’ હોય એમ લાગે છે. ( જુઓ. મે. વે. રી. પા. ૧૩૯ )

## ૧૯

## દેવતા વરુણ, ઋષિ વસિષ્ઠ, છંદ ત્રિષ્ટુપ્.

હે વસિષ્ઠ ! કરુણાળુ વરુણને ઉજ્જવલ, અત્યંત પ્રિય ભાવના ધર–જે આ પૂજ્ય સહસ્રસંપત્તિવાળા મહાન્ બળવાનને આ બાજુ કરે છે. ૧

હવે હું આના દર્શનને પામ્યો. અગ્નિનો ચહેરો વરુણનો હું માનું છું: જ્યારે અશ્મામાં ( રહેલું ) તેજસ્વી અન્ન (સોમ) અધિકતાથી પીએ ત્યારે (પોતાના) વપુને મારે જોવા માટે લાવે ૨

જ્યારે વરુણ અને હું નાવામાં બેઠા, જ્યારે સમુદ્રની મધ્યમાં અમે બે ( નાવને ) હંકારતા હતા, જ્યારે પાણીના શિખરો ઉપર ફરતા હતા ત્યારે સુખેથી ઝુલામાં અમે ઝુલતા હતા. ૩

વરુણે વસિષ્ઠને નાવમાં મુક્યો, શુભ કર્મવાળાએ દિવસોના સારા દિવસે તેજો વડે વિપ્રે સ્તોતાને જ્યાં સુધી

---

૧ આ—'સૂર્યને' ( સાયણ ). બળવાનને–**वृषणम्** 'ઇચ્છાઓને વર્ષાવનાર " ( સાયણ )

૨ આ ઋચાની બીજી લીટીનો અર્થ સંતોષકારક થઇ શકતો નથી. પ્રો. પીટર્સન આ ઋચાનો પોતાના અનુવાદમાં તરજુમો કરતા નથી અને ટિપ્પણમાં એમણે જુદા જુદા વિદ્વાનોના અર્થ આપ્યા છે. ( જુઓ હીમ્સ ફ્રોમ ધી ઋગ્વેદ પા. ૨૪૩ )

મેં અહીંઆં સાયણને અનુસરીને અર્થ આપ્યો છે. કારણકે સાયણનો અર્થ બીજાઓની અપેક્ષાએ ઓછો અસંતોષકારક છે. સાયણે " **स्वः** " નો અર્થ "સુખકર" એવો કર્યો છે. મેં "તેજસ્વી" એવો કર્યો છે. સોમરસને તેજસ્વી કહી શકાય.

અશ્માામાં—રસ કહાડવાના પત્થરમાં રહેલું.

તેજસ્વી...અન્ન, ઉજ્જવલ સોમરસ.

૩ શિખરો ઉપર—**स्नुभिः** " નાવો સાથે " (સાયણ)

દિવસો અને ઉષાઓ વિસ્તરે ત્યાં સુધીને માટે ઋષિ બનાવ્યો, ૪

આપણાં તે સખ્યો ક્યાં ગયા ? પ્હેલાં આપણે જે દ્વેષરહિત, સાથે ફરતા હતા. હે સ્વધાવાન વરુણ ! તારા મોટા મહેલમાં હજાર દ્વારવાળા ગૃહમાં હું ગયો હતો. ! ૫

હે વરુણ ! જે નિત્ય સંબંધી છે, પ્રિય છતાં જેણે તારા અપરાધ કર્યા ( તે ) તારો સખા ( છે ). હે પૂજ્ય ! અમે તારા અપરાધીઓ, ન ભોગવીએ. વિપ્ર ! સ્તુતિ કરનારને રક્ષણ આપ. ૬

આ નિશ્ચલ ભૂમિઓમાં રહેતા અદિતિના ઉત્સંગમાંથી મદદને માગતા અમે તને (પ્રાર્થના કરીએ છીએ):અમારા ઉપરથી વરુણ પાશને છોડે. તમે સદા સ્વસ્તિથી અમારૂં રક્ષણ કરો. ૭

---

## ૨૦

**દેવતા અશ્વીઓ, ઋષિ કણ્વપુત્ર પ્રગાથ, છંદ ૧ બૃહતી, ૨ મધ્યેજ્યોતિસ્ત્રિષ્ટુપ્, ૩ અનુષ્ટુપ્, ૪ તારપંક્તિ, ૫ બૃહતી, ૬ સતોબૃહતી.**

જો તમે દીર્ઘ પૃથ્વીસ્થાનમાં હો, અથવા જો તમે દ્યૌના આ પ્રકાશમાન (સ્થાનમાં) હો, અથવા જો સમુદ્ર વિષે રચેલા ઘરમાં હો, તો (ત્યાંથી) હે અશ્વીઓ અહીં આવો. ૧

---

૪ તેજ વડે—**महोभिः** સાયણ **अवोभिः** પાઠ લે છે અને તેનો અર્થ 'રક્ષણથી' એવો કરે છે.

૬ સંબંધી **आपिः** "બંધુ–ઔરસપુત્ર" (સાયણ)

"ન ભોગવીએ !"–'તારા પ્રસાદથી પાપરહિત થઇ ભોગો ભોગવીએ (સાયણ).

૭ ભૂમિઓમાં રહેતાં—'સ્તુતિ કરીએ છીએ' એમ સાયણ પૂરે છે.

૧ દીર્ઘ પૃથ્વી સ્થાનમાં—**दीर्घप्रसद्मनि** "Erdensity પૃથ્વી-સ્થાન, આસમાન (ઋ. વે. પુ. ૧. પા. ૪૦૮) 'લાંબા યજ્ઞગૃહો જેમાં છે તે લોકમાં' (સાયણ,)

અથવા જો મનુને માટે યજ્ઞમાં પાણી વરસાવ્યું હોય તો કણ્વનું પણ તેમ જ સમજો. હું બૃહસ્પતિને, વિશ્વદેવોને, ઇંદ્રવિષ્ણુને, ત્વરિત અશ્વવાળા અશ્વીઓને બોલાવું છું. ૨

તે અલૌકિક કર્મવાળા, ગ્રહણને માટે કરાએલા, અશ્વીઓને હું બોલાવું છું-જેમની સાથે અમારૂં સખ્ય (અને) દેવોમાં સગપણ અધિક છે ૩

જેમને વિષે યજ્ઞો (પ્રભવે છે), પૂજારહિત દેશોમાં (જેમના) પૂજારીઓ છે, તે અધ્વર યજ્ઞના જાણનારાઓ છે જેઓ સ્વધાવડે સોમનું મધુ પીએ છે. ૪

હે અશ્વીઓ! આજે જો પશ્ચિમમાં હો કે પૂર્વમાં હો, હે બલવાન વસુવાળા! જો દ્રુહ્યુમાં, અનુમાં, તુર્વશમાં, યદુમાં હો (ત્યાંથી) હું તમને બોલાવું છું; તો મારી પાસે આવો. ૫

હે બહુ ભોગવનારા! જો અંતરિક્ષમાં ઉડતા હો અથવા આ દ્યાવાપૃથ્વીમાં ફરતા હો અથવા સ્વધા વડે રથની અંદર બેઠેલા હો (તો ત્યાંથી) હે અશ્વીઓ અહીંઆં આવો. ૬

---

૨ પાણી વરસાવતા **संमिमिक्षथुः**–'**संसिक्तवंतौ–कृतवंतौ**' (સાયણ); 'segnetet' 'blessed' 'આશિષ આપી' (ગ્રાસમાન).

૩ ગ્રહણને માટે કરાએલા–'અમે દીધેલાં હવિષના સ્વીકાર માટે અથવા અમને ધન આપવા માટે કરાએલા દેવોમાં પ્રાદુર્ભૂત થએલા' (સાયણ).

જેમની સાથે-ઇત્યાદિ—'જે અશ્વીઓની સાથે આપ્તવ્ય અમારૂં સખ્ય ઉત્કર્ષથી વર્તે છે' (સાયણ). મેં તરજુમો ગ્રાસમાનને અનુસરી કર્યો છે. જુઓ ઋ. વે. ભા. ૧. પૃ. ૫૫૮

૪ પૂજારહિત—'સ્તુતિ રહિત દેશમાં જેમના સ્તોતાઓ છે' (સાયણ).

જેઓ સ્વધાવડે—સાયણ 'બલની હેતુભૂત સ્તુતિઓ વડે' એવો અર્થ કરી 'હું બોલાવું છું' એમ પૂરે છે. આ ઋચાનો ગ્રાસમાન અને ગ્રીફીથ તદ્દન જૂદી રીતે અર્થ કરે છે. મેં છેવટના ભાગ સિવાય સાયણને અનુસરી અર્થ કર્યો છે.

૨૧

**દેવતા સોમ પવમાન, ઋષિ અસિત અથવા દેવલ, છંદ ગાયત્રી.**

હે નરો! આ પવમાન ઈંદુને, દેવોનું યજન કરવાની ઇચ્છાવાળાને ગાઓ. ૧

અથર્વોએ તારા મધુની સાથે પયને મિશ્ર કર્યું-દેવને માટે-દેવોને ઇષ્ટ એવા દેવને. ૨

તે (તું) અમારી ગાયોને સુખ થાય એ રીતે, માણુસોને સુખ થાય એ રીતે, ઘોડાને સુખ થાય એ રીતે, હે રાજન્! ઔષધિઓને સુખ થાય એ રીતે પુનિત થા. ૩

ભુખરા, સ્વવીર્યવાળા, અરુણ, દ્યોને સ્પર્શ કરતા સોમને માટે ગાથા બોલો. ૪

હાથથી હલાવેલા પત્થરોથી નીચોવાયેલા સોમને પવિત્ર કરો. મધુમાં મધુ મુકો. ૫

નમસ્કાર સાથે તેની પાસે આવો. દહિથી જ તેનું મિશ્રણ કરો. ઈંદુ ઇન્દ્રને આપો. ૬

શત્રુના હણનાર, અતિકર્મશીલ હે સોમ! ગાયને સુખ થાય એ રીતે પવિત્ર થા-દેવતાઓની ઇચ્છા પુરી પાડનાર. ૭

હે સોમ! ઇન્દ્રને માટે મદને અર્થે પીવાને તું રેડાય છે—મનને જાણનાર મનનો પતિ. ૮

પવિત્ર થતા હે સોમ! અમને સુવીર્ય સંપત્તિ આપ. હે ઈંદુ! ઇન્દ્રની જોડે અમને (ધન આપ). ૯

---

૧ ઇંદુને-સોમને (સાયણ).

૭ અતિ કર્મશીલ **વિચર્ષણિઃ** સાયણ 'વિદ્રષ્ટા' 'વિશેષે કરીને જોનાર' એવો અર્થ કરે છે. નિરુક્ત ૫. ૨૪ ની ટીકામાં દુર્ગાચાર્ય ચર્ષણિને 'ચક્ષ્' માંથી સાધે છે.

## ૨૨

### દેવતા યમ, ઋષિ યમ, છંદ ૧૩-૧૪ અનુષ્ટુપ્ ૧૫ બૃહતી, બાકીના ત્રિષ્ટુપ્.

મોટા ઉંચા પ્રદેશોએ દૂર ગએલા, બહુને માટે માર્ગના જોનારા, જનોના સંગમસ્થાન, વૈવસ્વત યમરાજાને હવિષ વડે પૂજો. ૧

યમે અમારો માર્ગ પ્રથમ જાણ્યો; આ ગોચર કોઇથી હરી જઇ શકાય એવું નથી. જ્યાં અમારા પૂર્વ પિતાઓ ગયા તે (માર્ગ)થી (પછી) જન્મેલાઓ પોતપોતાને પન્થે જાય છે. ૨

માતલી કવ્યો સાથે, યમ અંગિરસો સાથે, બૃહસ્પતિ ઋકવો સાથે પુષ્ટ થાય છે, જેમને દેવો પુષ્ટ કરે છે અને જે દેવોને–કેટલાક સ્વાહાથી બીજા સ્વધાથી આનંદ પામે છે. ૩

હે યમ! આ આસન ઉપર બેસ, અંગિરા પિતાઓ સાથે મળીને. કવિઓ વડે બોલાયેલા મંત્રો તને અહીંયાં લાવે. હે રાજન્! આ હવિષ વડે આનંદ પામ. ૪

---

૧ 'હે મારા યજમાન અથવા અંતરાત્મન્! તું પિતૃઓના સ્વામી પ્રકૃષ્ટ કર્મવાળા પુરુષોને તે તે ભોગને ઉચિત ભૂપ્રદેશોને પ્હોંચાડનાર, તથા બહુ સ્વર્ગાર્થી પુણ્યશાળીઓને માટે માર્ગને ન રોકતા, પાપી લોકના ગંતવ્યસ્થાનરૂપ યમને હવિષ વડે પૂજ. (સાયણ).

૩ માતલી–આનો ઉલ્લેખ ફક્ત અહીંયાં જ છે. સાયણ આને '**मातलिन्**' નું પ્રથમાનું એક વચન ગણી 'માતલિ=ઇંદ્રસારથિ–તેનાથી યુક્ત–એટલે ઇન્દ્ર' એવો અર્થ કરે છે; પણ '**इन्**' અંતવાળાં નામોમાં '**इन्**' ઉદાત્ત થાય છે' (મેકડોનલ–વે. રી. પૃ. ૧૬૬), એટલે કે તેમ હોય તો '**ली**' ઉદાત્ત થવો જોઇએ જ્યારે અહીંયાં તો '**मा**' ઉદાત્ત છે. 'પુલ્લિંગમાં **ई** કારાન્તના સાત દાખલા છે, તેમાં આ એક છે. (મે. વે. રી. પૃ. ૧૬૬).

કવ્ય, અંગિરસ, ઋકવ વગેરે પિતૃઓનાં નામ છે.

દેવો 'સ્વાહા'થી તૃપ્ત થાય છે, પિતૃઓ 'સ્વધા'થી

યજ્ઞને યોગ્ય અંગિરો સાથે આવ; યમ! વૈરૂપોની સાથે અહીંયાં આનંદ કર. હું વિવસ્વાનને બોલાવું છું જે તારો પિતા છે, આ યજ્ઞમાં બર્હિષ ઉપર બેસીને (તે આનંદ કરે.) ૫

અંગિરાઓ, અમારા પિતાઓ નવગ્વો, અથર્વો, સોમપ્રિય ભૃગુઓ—તે પૂજ્યોની સુમતિમાં અને કલ્યાણકારી સૌમનસ્યમાં અમે રહીએ. ૬

પૂર્વજોના માર્ગોથી જા જા! જ્યાં આપણા પૂર્વ પિતાઓ ગયેલા છે. સ્વધાથી આનંદ પામતા બંને રાજાઓ યમ અને વરુણ દેવને તું જોઇશ. ૭

પિતાઓની સાથે સમાગમ પામ, યમની સાથે, પરમ વ્યોમમાં ઈષ્ટાપૂર્તની સાથે. પાપને છોડી દઇને ફરીથી ઘેર આવ. સુવર્ચસ્વી (થઈ) શરીર સાથે સમાગમ પામ. ૮

[શ્મશાનમાં રહેલા પિશાચાદિને ઉદ્દેશી]

આઘા ખસો, અહીંથી દૂર થાઓ. આને માટે પિતાઓએ આ સ્થાનને કર્યું છે. દિવસોથી, પાણીથી, તેજથી વ્યક્ત અવસાન આને યમ આપે છે. ૯

[મૃતને સંબોધી]

સારા માર્ગે થઇને ચાર આંખવાળા કાબરચીતરા સરમાના પુત્ર શ્વાનોથી સટકી જા. અને પછી સારા જ્ઞાનવાળા પિતાઓની પાસે જા; જેઓ યમની સાથે સહર્ષ આનંદ કરે છે. ૧૦

૫ બર્હિષ્ 'અને તે બર્હિષ્ ઉપર બેસે ને યજમાનને હર્ષ પમાડે.' સા.

૮ ઘેર—'વ્રિયમાન નામનું ગૃહ' સાયણ. 'પિતૃઓનું સદન' (મે. વે. રી. પૃ. ૧૭૦)

૯ વ્યક્ત—'સંગત' સાયણ. "પૃથ્વીના આનંદો જ્યાં ફરીથી મળશે" રૉથ. હી. ફ્રો. ઍ. પીટરસન. પૃ. ૨૬૩.

હે યમ! રખેવાળ, ચાર આંખવાળા, રસ્તાઓનું રક્ષણ કરનારા, માણસોને જોનારા તારા જે બે કુતરાઓ છે, તેઓને હે રાજન્! આને સોંપ. આને કલ્યાણ અને નીરોગિતા આપ. ૧૧

મોટા નાકવાળા, પ્રાણથી તૃપ્ત થતા, કાબરચીતરા, બે દૂતો લોકોની પછવાડે ફરે છે. તે બે અમને સૂર્ય જોવાને મંગલ પ્રાણ અહીંયાં આજે ફરીથી આપો. ૧૨

યમ માટે સોમ કાઢો, યમ માટે હવિષ હોમો. અગ્નિ જેનો દૂત છે એવો અલંકૃત યજ્ઞ યમ પાસે જ જાય છે. ૧૩

યમ માટે ઘીવાળું હવિષ હોમો. આગળ આવો. તે અમને દેવોમાં જીવવાને માટે દીર્ઘાયુષ આપો. ૧૪

યમરાજા માટે ઉત્તમ મધુવાળું હવ્ય હોમો. પૂર્વજ, પૂર્વના માર્ગના કરનારા ઋષિઓને આ નમસ્કાર! ૧૫

ત્રિકદ્રુકોવડે (સોમ) પડે છે. ૭ ઉર્વી, એક બૃહત્, ત્રિષ્ટુપ્, ગાયત્રી છંદો, તે બધા યમની અંદર રહેલા છે. ૧૬

---

૧૧ આપ–'રક્ષા માટે આપ' સાયણ.

૧૨ કાબરચીતરા–'**उदुंबलौ**' **उरुबलौ**–વિસ્તીર્ણ બળવાળા. સા. મેકડોનલ કહે છે કે આ શબ્દ ફક્ત અહીંયાં જ આવતો હોવાથી તેનો અર્થ જાણવાનું સાધન નથી. વે. રી. પૃ. ૧૭૩. ગ્રાસમાન–( 'braun'= "brown" એવો અર્થ કરે છે.

૧૬ આ ઋચાનો અર્થ બંધ બેસતો નથી. મેકડોનલ (વે. રી.) ને અનુસરી ઉપરનો અર્થ કર્યો છે. "ત્રિકદ્રુક' 'આ શબ્દ ઋગ્વેદમાં ૭ વાર આવે છે; તે હંમેશા બહુ વચનમાં અને આ સ્થાન સિવાય દરેક સ્થાને સપ્તમી વિભક્તમાં વપરાયો છે. તે ચાર વાર સોમના સંબંધમાં આવે છે અને એક વાર તેનો ઉલ્લેખ કરે છે. '**त्रिकद्रुकेष्वपिबत् सुतस्य**' નીચોવેલા સોમને ત્રણ વાસણમાં પીધો'.બ્રાહ્મણ ગ્રંથોમાં સોમયાગના ત્રણ દિવસો માટે વપરાય છે." મે. વે. રી. પૃ. ૧૭૫.

સાયણ પ્રમાણે આમ અર્થ થાય. "ત્રિકદ્રુકોને–જ્યોતિષ્–આયુષ્ અને ગૌ, એ ત્રણ યાગોને–યમ પ્રાપ્ત કરે છે. ૭ ઉર્વી–ભૂમિયોને–કૃત અકૃત જોવાને પ્રાપ્ત કરે છે. એક જ મહાન્–જગત્–યમ પ્રાપ્ત કરે છે. ત્રિષ્ટુપ, ગાયત્રી, સર્વ છંદો યમમાં રહેલા છે."

## ૨૩

### વિષય દ્યૂત, ઋષિ ઐલુષ કવષ અથવા મુજવાનનો પુત્ર અક્ષ, છંદ ૭ જગતી, બાકીના ત્રિષ્ટુપ્.

કમ્પતા, મોટાના (મોટા વૃક્ષના ફળમાંથી બનેલા) અતિ પવનવાળા સ્થળમાં જન્મેલા (પાસાઓ)મને મત્ત કરે છે. મુજવાન્ ( પર્વત ) ઉપર થએલા સોમના પાનની જેમ જગાડતા પાસાએ મને ખુશ કર્યો છે. ૧

તે મને ઠપકો આપતી ન હતી, તે મારા ઉપર ચિડાતી ન હતી, વળી તે મિત્રો તરફ અને મારા તરફ ભલી હતી. એકથી વધી જતા અક્ષને માટે મેં અનુવ્રત જાયાને તરછોડી. ૨

સાસૂ દ્વેષ કરે છે, સ્ત્રી તરછોડે છે. માગણને મહેર કરનારો મળતો નથી. વેચાતા ઘરડા ઘોડાની જેમ હું જુગારીનો ઉપયોગ જાણતો નથી. ૩

આની જાયાને બીજાં માણુસો સ્પર્શ કરે છે, જેના ધનની બળવાન અક્ષે આકાંક્ષા કરી; પિતા, માતા, ભાઈઓ એના વિષે કહે છે 'અમે ઓળખતા નથી. એને બાંધીને લઇ જાઓ. ૪

જ્યારે હું એમ ધારૂં છું કે "હું હવેથી આનાથી ખેલીશ નહિ", ( રમવા ) આઘે જતા મિત્રોથી હું પાછળ પડી જાઉં છું, ( ત્યાંતો ) ( પાટીયા ઉપર ) નાખેલા બભ્રુઓએ ( ભુખરા

---

( ૧ ) અતિ પવનવાળા સ્થળમાં-જ્યાં ખૂબ પવન આવે છે એવા પર્વતની કોઇ ઉંચી બાજુ ઉપર ઉગતા વિભીદક વૃક્ષના ફળમાંથી પાસા બનાવવામાં આવતા.

મુજવાન્ પર્વત ઉપર થએલા સોમનો રસ ઉત્તમ ગણાતો.

જગાડતા—'જય પરાજયના હર્ષશોકથી જાગરણ કરાવનાર' (સાયણ) 'enlivening' 'સચેત કરે એવો' મે. વે. રી. પૃ. ૧૮૭

( ૨ ) એકથી વધી જતા-**एकपरस्य** " કલિ નામના ખરાબ દાવનો ઉલ્લેખ છે. આ દાવમાં જે સંખ્યા આવે તેને ચારે ભાગતાં એક વધે છે. જ્યારે કૃત નામના સારા દાવમાં કાંઇ પણ વધતું નથી." મે. વે. રી. પૃ. ૧૮૭. ( સરખાવો ધમ્મપદ. પૃ. ૧૩૯ પુ. મં. અ. )

પાસાઓએ) શબ્દ કર્યો અને હું જારિણીની જેમ એમના સ્થાને જાઉં છું જ. ૫

બળતા શરીરે જુગારી સભામાં "જીતીશ?" એમ પૂછતો જાય છે. સામા જુગારીને 'કૃત' આપતા અક્ષો આની ઇચ્છાને વધારે છે. ૬

અક્ષો ખરેખર અંકુશવાળા, પીડા આપનારા, છેતરનારા, સંતાપ કરનારા, (બીજાને) સંતાપ કરાવે એવા, બાળકની જેમ આપનારા, જિતનારને ફરી હણનારા, જુગારીના જાદુથી, મધુથી યુક્ત છે. ૭

આમનો ત્રેપનનો સમુદાય સત્યધર્મા સવિતા દેવની જેમ રમે છે. ઉગ્રના ગુસ્સા આગળ પણ એ નમતા નથી. રાજા પણ એમને નમસ્કાર કરે છે. ૮

નીચે પડે છે, ઉંચે કૂદે છે. હાથ વિનાના હાથવાળાનો પરાભવ કરે છે. દિવ્ય અંગારા પાટીયા ઉપર નખાયેલા (તેમ જ) ઠંડા છતાં એ હૃદયને બાળે છે. ૯

જુગારીની તજાએલી સ્ત્રી સંતાપ પામે છે, કોણ જાણે કયાં રખડનારની માતા (પણ). દેવાદાર, બ્હીતો, ધનને ઇચ્છતો રાતે બીજાઓના ઘર પાસે જાય છે. ૧૦

---

(૬) બળતા શરીરે–**શૂશુચાનઃ– શાશુચાનઃ–દીપ્યમાનઃ** (સાયણ). મેકડોનલના મતે આ શબ્દનો અર્થ નક્કી નથી. એમાં ભયનો અથવા વિશ્વાસનો અર્થ હોવો જોઇએ એમ તે માને છે. પોતે ભયનો અર્થ લેછે. વે. રી. પૃ. ૧૯૦. ગ્રાસમાન 'sebbet vertrauend' 'પોતામાં વિશ્વાસ રાખતો' એવો અર્થ કરે છે. વો. ૨. પૃ. ૩૨૧. મેં ઉપરનો અર્થ ગ્રીફીથને અનુસરી કર્યો છે, જેમાં સાયણમાંથી પણ ટેકો મળે છે.

(૭) બાળકની જેમ આપનાર–"બાળકની જેમ આપી પાછુ લઇ લેનારા" વે. રી. પૃ. ૧૯૦. પણ સાયણ:–**ધનદાનેન ધાન્યતાં લભયંતઃ કુમારાણાં દાતારો ભવંતિ'** જાદુ—**બર્હણા 'પરિવૃઢ્ઢેન'** (સાયણ).

(૮) 'ત્રેપનનો' **ત્રિપંચાશઃ** 'ત્રણ પચાસનો સંઘ' એમ મેકડોનલ અર્થ કરે છે. વે. રી. પૃ. ૧૯૧. ઉપમાનું તાત્પર્ય એવું જણાય છે કે જેમ સવિતાનું કાર્ય કોઇ પણ રોકી શકે એમ નથી તેમ આ પાસાઓનું કાર્ય પણ કોઇ રોકે તેમ નથી. વે. રી. પૃ. ૧૯૧.

સ્ત્રીને—અન્યની જાયાને—અને સુઘડ ઘર જોઇને જુગારીને સંતાપ થાય છે. પરોઢીએ ભુખરા ઘોડાને જોડે છે; (સાંજે) આગ્નની પાસે તે વૃષલ પડે છે. ૧૧

જે તમારો સેનાની, મહાન ગણનો રાજા, વ્રાતનો પ્રથમ હોય, તેને હું દશ આંગળીયો બતાવું છું અને કહું છું કે મેં ધન રાખ્યું નથી. હું સાચું બોલું છું. ૧૧

'અક્ષથી ખેલશો નહિ. ખેતી જ કરો. બહુ માનીને મેળવેલામાં જ આનંદ માનો. હે જુગારી! તેમાં જ ગાયો છે તેમાં જ સ્ત્રી છે! મને તે આ પૂજ્ય સવિતા કહે છે. ૧૩

મિત્ર બનો, અમારા ઉપર મહેર કરો. ઘોર કર્મથી ઘર્ષણ થાય એ રીતે અમારા ઉપર આક્રમણ ન કરો. તમારો ગુસ્સો, તમારી શત્રુતા શાંત થાઓ. બીજો બભ્રુઓની જાળમાં હો. ૧૪

## ૨૪

## દેવતા નદીઓ, ઋષિ પ્રિયમેધપુત્ર સિંધુક્ષિત્, છન્દ જગતી.

હે પાણી! તમારા ઉત્તમ મહિમાની વિવસ્વાનના સદનમાં કવિ સારી રીતે પ્રશંસા કરે છે. સાત સાત ત્રણ પ્રકારે વહી. સિંધુ ઓજસથી બીજી સરિતાઓને ચઢી જાય છે. ૧

---

(૧૧) અગ્નિની પાસે—ટાઢથી પીડાઇને પડે છે (સાયણ).

આ ઋચાથી સેના, ગણ, અને વ્રાત એ તત્કાલીન સામાજિક સત્તાવાળી સંસ્થાઓ લાગે છે.

૧૪ ઘોરકર્મથી-'જાદુથી' મે. વે. રી. પૃ. ૧૯૪.

૧ વિવસ્વાનના ઇ—'પરિચરણવાન્ યજમાનના યજ્ઞગૃહમાં' સાયણ. બીજાઓ 'સૂર્યના સ્થાનમાં'. મેકસમુલર કહે છે કે સૂર્યનું સ્થાન પૃથ્વી સિવાય ભાગ્યે જ બીજું કાંઇ હોઇ શકે' જુઓ: What India can teach us પૃ. ૧૬૪. આ સૂક્તનો તેમાં તરજુમો આપ્યો છે.

ત્રણ પ્રકારે:—પૃથ્વીમાં, અંતરિક્ષમાં, અને દ્યૌમાં' (સાયણ). 'એકત્રીસ નદીઓ—પંજાબની મુખ્ય સાત નદીઓમાં બીજાં બે નદીસપ્તકો ઉમેરવામાં આવે છે. ગ્રીફીથ. ઋ. વે. વો. ૨. પૃ. ૪૯.

વરુણે તારે જવા માટે માર્ગો ખુબ ખોદી કાઢયા, જ્યારે હે સિંધુ ! તું બળથી મેળવવાની સંપત્તિ માટે ધસી. ભૂમિના ઉંચા શિખરમાંથી તું પસાર થાય છે—જ્યારે તું આ ચાલતાં (પાણીના) અગ્ર ઉપર વિરાજે છે. ૨

ભૂમિની ઉપર દ્યૌમાં ઘોષ ચઢે છે, અનંત બળ ભાનુથી ઉંચે જાય છે, જાણે અભ્રમાંથી વૃષ્ટિઓની ગર્જના થાય છે, જ્યારે ગર્જના કરતા વૃષભની જેમ સિંધુ જાય છે. ૩

હે સિંધુ ! તારા તરફ શિશુ જેમ ભાંભરતી ગાય માતાઓ પય વડે ધસે છે. જોદ્ધા રાજાની જેમ તું ખરેખર બન્ને બાજુની નાયક છે—જ્યારે આ પ્રકર્ષવાળાંઓનાં અગ્રને તું પ્હોંચી જાય છે. ૪

હે ગંગા, યમુના, સરસ્વતી, શુતુદ્રી, અને પરુષ્ણી આ મારા સ્તોત્રને સ્વીકારો. અસિકનીની સાથે હે મરુદ્વૃધા, વિતસ્તાની સાથે હે આર્જીકીયા, સુષોમાની સાથે સાંભળો. ૫

---

૨ બળથી મેળવવાની સંપત્તિ માટે—**वाजान्** 'અન્નોને અભિલક્ષી' (સાયણ) જ્યારે તું ઇ. "સર્વ જગત્—જંગમ પ્રાણીઓ ઉપર—અગ્ર—પ્રત્યક્ષ ઐશ્વર્ય ભોગવે છે." મેં અર્થ ગ્રાસમાનને અનુસરી કર્યો છે; ઋ. વે. વો. ૨. પૃ. ૩૬૦.

૩ ભાનુથી **भानुना**—'દીપ્ત ઊર્મિથી' (સાયણ). 'તેજના ચમત્કારાથી' ગ્રીફીથ. ઋષિને જાણે વિદ્યુતનુ ભાન થતું હોય એમ લાગે છે.

૪ બન્ને બાજુ—**सिचौ** '**सिच्यमानौ तटौ**' (સાયણ). ફીથ ગ્રાસમાન વગેરે—લશ્કરની બન્ને બાજુઓ.

પ્હોંચી જાય છે **इनक्षसि—नश्**—વ્યાપવું ઉપરથી. વ્યાપવું—પ્હોંચવું ઇત્યાદિ.

૫ "શુતુદ્રી=સતલજ, પરુષ્ણી=રાવી, અસિકની—ચન્દ્રભાગા અથવા ચેનાબ. વિતસ્તા=ઘણું કરીને ઝેલમ.

મરુદ્વૃધા—હાલની કઈ નદી એ કહી શકાતું નથી. યાસ્ક આર્જિકીયા અને સુષોમાને વિપાટ્ અને સિન્ધુ માને છે. પણ આ સંભવિત નથી. આ નદીઓ કયી છે તે કહી શકાતું નથી." ગ્રીફીથ. ઋ. વે. વો. ૨ પૃ. ૪૦૦

જવાને માટે પ્રથમ તૃષ્ટામા સાથે (તું થાય છે), સુસર્તુ, રસા, તે શ્વેતા, કુભા, (અને) મેહત્નુ સાથે (તું થાય છે)—જેમની સાથે સમાન રથે હે સિંધુ ! તું ગોમતી અને ક્રુમુ તરફ જાય છે. ૬

દેદીપ્યમાન, વિવિધરંગી, ઉજ્જવલ (સિંધુ) મહિમાથી ક્ષેત્રોને અને સ્થાનોને બધી બાજુએથી ભરપૂર કરે છે. સુંદર ઘોડીના જેવી, તન્વીના જેવી, જોવા લાયક, અકુણ્ઠિત સિંધુ ક્રમ વગવાળામાં ઉત્તમ વગવાળી છે. ૭

સારા અશ્વોવાળી સિંધુ, સારા રથોવાળી, સારાં વસ્ત્રોવાળી, હિરણ્યવાળી, સુઘટિત, બલવતી, ઊનવાળી, સીલમાવતી યુવતિ અને સુભગા વળી મધુવૃધ ને ધારણ કરે છે. ૮

સિંધુએ સુખકર ઘોડાવાળા રથને જોડયો, તેના વડે આ સંગ્રામમાં સંપત્તિ મેળવી. આ અકુણ્ઠિત, બળવાન્, સ્વાયત્ત યશવાળાનો મહાન્ માહમા ગવાય છે. ૯

---

૮૫

## દેવતા વિશ્વકર્મા, ઋષિ ભુવનપુત્ર વિશ્વકર્મા, છંદ ત્રિષ્ટુપ્.

મનથી ધીર, તેજના પિતાએ, ઘૃતમાં ઉચાં નીચાં થતાં આ (દ્યાવાપૃથ્વી) ને જન્મ આપ્યો. જ્યારે પૂર્વ છેડાઓ દૃઢ થયા ત્યાર પછી જ દ્યાવાપૃથ્વી વિસ્તર્યાં. ૧

વિશ્વકર્મા વૈભવશાલી મનવાળો, મહાન્, ધાતા, વિધાતા અને પરમ સમ્યગ્દર્શન છે, તેમનાં પુણ્યકર્મો અન્ન વડે આનંદ પામે છે; જ્યાં સપ્તર્ષિઓની પર એકને કહે છે. ૨

---

૮ સીલમાવતી—"જે વનસ્પતિના દોરડાથી સીર-હળ બંધાય છે તેને ખેડુતો 'સીલમા' કહે છે." (સાયણ). ગ્રીફીથ—ઊર્ણાવતી, સીલમાવતી —નદીઓનાં નામ ગણે છે.

મધુવૃધ 'નિર્ગુણ્ડી આદિ વનસ્પતિ' (સાયણ)

૧ તેજના પિતાએ 'ચક્ષુથી ઉપલક્ષિત ઇન્દ્રિયસમૂહાત્મક શરીરના પિતા; અથવા ચક્ષુ એટલે વ્યાપક તેજ.' (સાયણ)

ઘૃત. ઘૃત જેવાં દેદીપ્યમાન પાણી. સાયણ 'પ્રથમ ઉદક સર્જ્યું અને પછી દ્યાવાપૃથિવી' એવા અર્થ કરે છે.

૨ વૈભવશાલી મનવાળો—**વિમનાः 'વિભૂતમનાः'** (સાયણ).

જે અમારો પિતા જે અમારો જનેતા જે વિધાતા (તે) સર્વ ધામોને અને ભુવનોને જાણે છે. જે દેવતાઓનો એક જ નામદાતા છે, તેની પાસ બીજાં ભુવનો પ્રશ્નને (પૂછવા) માટે જાય છે. ૩

જેઓએ દૂર, અદૂર (અને) નીચેના લોકમાં આ ભૂતોને સંસ્કારી કર્યાં તે પૂર્વ ઋષિઓએ, સ્તોતાઓના જેમ મહત્ત્વથી, આના માટે ધનનો યજ્ઞ કર્યો. ૪

દ્યૌથી પર, આ પૃથ્વીથી પર, અસુર દેવતાઓથી પર જે છે–પ્રાણીઓએ કયા ગર્ભને પ્રથમ ધારણ કર્યો જ્યાં સર્વ દેવો સાથે દેખાયા ? ૫

---

સમ્યગ્દર્શન—**संचुग् 'संद्रष्टा'** (સાયણ)

આ મંત્રની વ્યાખ્યા અધિયજ્ઞ અને અધ્યાત્મ એ બે રીતે થાય છે. પ્હેલી દેવતને ઉદ્દેશી કહેવાય છે:—" વિશ્વકર્મા, બહુવિધ—બહુ પ્રકાર-વૃષ્ટિનું પ્રદાન વગેરે કર્મોનો કર્તા, આદિત્ય, અને તે વિભૂતમના, મહાન્ ધાતા, વૃષ્ટિ આદિનો કર્તા, વિધાતા—જગતનો કર્તા, અને ભૂતોનો પરમ સંદ્રષ્ટા. તે સપ્તર્ષિઓના—તેજોના, ઇષ્ટો—સ્થાનો અથવા શરીરો—ઉદકથી સંમોદ પામે છે, જેમાં—જે આદિત્યમાં-તે દેવને મંત્રવિદો સપ્તર્ષિઓથી પર એક કહે છે. અધ્યાત્મ અર્થ:—વિશ્વકર્મા, જે પરમાત્મા, પ્રાણ અને પ્રકાશથી યુક્ત હોઇ બહુકર્મવાળો થાય છે અને તે વિભૂતમના, વસ્તુતઃ મહાન્ વિશ્વકર્મા—સુકૃત દુષ્કૃતના ફળને વિશેષતાથી અપાવનાર, ધાતા, વિધાતા, પરમ હોઇ ઇન્દ્રિયોનો દ્રષ્ટા. તે સપ્તર્ષિઓ—દ્રષ્ટા ઇન્દ્રિયોનાં—ઇષ્ટો—સ્વરૂપો-અન્નની સાથે સંમોદ પામે છે,—જે આત્મામાં તે આત્માને, સપ્તર્ષિઓથી પર-ઇન્દ્રિયાદિથી અતીત-પરમાત્મા-તત્ત્વવિદો કહે છે.'(સાયણ).

૪ સ્તોતાઓની જેમ: " સ્તોતાઓ જેમ મોટા સ્તોત્રથી યજે તેમ " (સાયણ). અદૂર-ઇત્યાદિ. **असूर्ते सूर्ते निषत्ते** ' સ્થાવર, જંગમ અને નિશ્ચલ ' (સાયણ).

સંસ્કારી કર્યા: મૂળમાં **समकृण्वन्** છે-તેનો, બીજાઓ " ઉત્પન્ન કર્યા " એવો અર્થ કરે છે. સાયણ. " સારી રીતે ઘૃતાદિથી પૂજ્યા " એવો અર્થ કરે છે.

પાણીએ તે જ ગર્ભને પ્રથમ ધારણ કર્યો જેમાં સર્વ દેવો એકઠા થયા હતા. અજની નાભિમાં એક મૂકાએલું હતું જેમાં સર્વ ભુવનો રહ્યાં હતાં. ૬

જેણે આમને જન્મ આપ્યો તેને તમે જાણતા નથી. તમારૂં અંતર બીજું જ હતું. ધુમસથી ઘેરાયેલા, બડબડ કરતા, પ્રાણને તર્પતા ઉકથો બોલનારા ફરે છે. ૭

---

૨૬

## વિષય પુરૂરવા-ઉર્વશીનો સંવાદ, ઋષિ જે ઋચાનો જે બોલનાર તે ઋષિ છંદ ત્રિષ્ટુપ્.

પુરૂરવા:—

અયિ જાયે ! મનથી આપણે વચનોને મિશ્ર કરીએ, હે ચણ્ડિ થોભ. આપણા આ મનોભાવો અનુદિત ( રહેતાં ) પહેલાંના દિવસોમાં સુખકર ન હતા. ૧

---

૭ આમને-' આ ભૂતોને ' સા.

તમારૂં અંતર ઇત્યા—" હું દેવદત્ત છું, યજ્ઞદત્ત છું, એ રીતે અમે આત્માને વિશ્વકર્મા સમજીએ છીએ એમ જો કહેવામાં આવે તો તે અસત્ છે. અહંપ્રત્યયથી સમજાતું જીવરૂપ તત્ત્વ, વિશ્વકર્મા પરમેશ્વરનું તત્ત્વ નથી, પરંતુ તમારૂં અહંપ્રત્યયથી જણાતા જીવોનું અંતર બીજું-અહંપ્રત્યયથી જણાય એનાથી જુદું-સર્વ વેદાન્તવેદ્ય ઈશ્વર તત્ત્વ હતું " (સાયણ).

પ્રાણને તર્પતા-' ઉદરંભરો ' સાયણ.

ઉકથો બોલનારા—' નાના પ્રકારના યજ્ઞોમાં ઉકથને બોલતા કેવળ આ લોકના અને પરલોકના ભોગમાં મશગુલ છો માટે વિશ્વકર્મા દેવને જાણતા નથી.' ( સાયણ ).

૧ આ સૂક્તનો સંતોષકારક અનુવાદ થઇ શકતો નથી. આના અનુવાદમાં પીશલ અને ગેલ્ડનરના જર્મન અનુવાદનો ખાસ આધાર લીધો છે.

મૂળમાં પૃ. ૯૦ જુઓ, **तिष्ठ**માં **ति** ઉદાત્ત હોવાથી ક્રિયાપદોના સ્વરના નિયમ પ્રમાણે ' **तिष्ठ घोरे** ' વચમાં મૂકેલું પેટાવાકય ગણાવું જોઇએ, અને **मनसा, वचांसि** ઇત્યાદિની સાથે તે જાય.

ઉર્વશી:—

હું તારા વેણુને શું કરૂં ? ઉષાઓની અગ્રેસર (ઉષા) ની જેમ હું ચાલી ગઇ. હે પુરૂરવસ્ ! ફરીથી પાછો ઘેર જા. હું પવનની જેમ દુષ્પ્રાપ છું. ૨

પુરૂરવાઃ—

ભાથામાંથી શ્રીને માટે છુટતા તીરની જેમ, પશુઓને જિતતા, સેંકડોને જીતતા વેગવાન (અશ્વ) ની જેમ, વીરને ન છાજે એવા ઇરાદાથી વીજળી ચમકે, એવો (ચમકારો થયો), ઘેટી જેમ અવાજોએ ઘેટા જેવો શબ્દ જણાવ્યો. ૩

ઉર્વશી:—

સસરાને વસુ અને વય આપતી તે જો કામી ઇચ્છે તો, પાસેના ઘરમાંથી તે ઘરમાં જતી; જેમાં તેને આનંદ મળતો

× × × × ૪

---

વચનો મિશ્ર કરીએ, વાતચીત કરીએ. **मनसा वचांसि** માટે સરખાવો **मनसा वाचमक्रत** ઋ. વે. ૧૦. ૭૧. આ બધા માટે જુઓ પીશલ અને ગેલ્ડનર વેદીશષ્ટુડીઅન વો. ૧ પૃ. ૨૬૫.

૩ સાયણનો અર્થ તદ્દન જૂદો "શ્રી માટે ભાથામાંથી તીર છૂટી શકતું નથી. હું વેગવાન શત્રુઓની સેંકડો ગાયો પડાવી શકતો નથી.વીર વિનાના ક્રતુમાં પ્રકાશ થતો નથી. માણસો વિસ્તીર્ણ સંગ્રામમાં અવાજને જાણતા નથી."

આ ઋચાનો અર્થ ખાત્રીથી કરી શકાતો નથી. ઉપરનો અર્થ ગેલ્ડનર (પૃ. ૨૬૬) ના અનુવાદમાંથી સૂચન લઇ કર્યો છે. આ અર્થ કથાવસ્તુ સાથે ઠીક બેસે છે.

૪. કામી—**उष:** (**वधू**ની સાથે સંબંધવાળું) તીવ્ર ઇચ્છાવાળો-કામી. સે. પી. બ. લે. સાયણ, ઉષાના સંબોધન, તરીકે લે છે.

આનંદ મળતો '**चाकन्**' '**कामयते**' (સાયણ). આ રૂપના મૂળ વિષે સંદેહ છે. ગ્રાસમાન '**का**' માંથી સિદ્ધ કરે છે. રૉથ '**कन्**' માંથી હ્યસ્તન ભૂતકાળ બીજો કે ત્રીજો પુરુષ. મેક્ડોનલ વેદીક ગ્રામરમાં (Enc. of Indo Aryan Resarohtમાં પ્રસિદ્ધ થયેલું) કહે છે કે "The obscure form "**चाकन्**) (X 29)

× × × હે
પુરૂરવ ! હું તારી કામનાને અનુસરતી હતી. હે વીર ત્યારે તું
મારા શરીરનો રાજા હતો. ૫

જે સુજૂર્ણિ, શ્રેણિ, સુમ્નેઆપિ, હ્રદેચક્ષુની જેમ ફરતી
ગ્રંથિની–તે શણુગારવાળાં અરુણવર્ણાની જેમ ખસી ગયાં !
શ્રીને માટે દૂઝણી ગાયોની જેમ તેઓ શબ્દ કરતી હતી. ૬

ઉર્વશી:—

આ જન્મતાં દેવપત્નીઓ એકઠી થઇ, વળી સ્વયં વહેતી
નદીઓએ એને પોષ્યો; વળી હે પુરૂરવા દેવોએ દસ્યુઓને
હણવા મોટા રણને માટે તને મોટો કર્યો. ૭

પુરૂરવા:—

જેવો હું માણસ આ વસ્ત્ર કહાડતી અમાનુષીઓ પાસે
ગયો (કે તરતજ) તે, બ્હીકથી સરી જતી સાપણની જેમ,
રથને અડકતી ઘોડીઓની જેમ, ભડકી ખસી ગયાં. ૮

---

may be the nom. of an intensive participle with an anamalous accent for चाकनत्" અને ફૂટ નોટમાં "I regard it as 3rd sing perf, injunctive=चाकनत् " પૃ. ૩૯૨.

૫ કામના **केतम्** 'ગૃહ' (સાયણ).

૬ આ ઋચામાં ઉર્વશીની સખીઓનાં નામ હોય એમ લાગે છે. એમાં કેટલાં નામ છે અને કેટલાં વિશેષણ છે તે ચોક્કસ કહી શકાતું નથી.

હૃદેચક્ષુ પછી 'ન' છે તેનો સાયણ સમુચ્ચય અર્થ લે છે. અહીં તેનો સાધારણ ઉપમા અર્થ લીધો છે. પણ ઉપમાનું સ્વારસ્ય સમજાતું નથી.

શણુગારવાળાં **अंजयः अंजिः** 'આંજણવાળી' એવો શબ્દાર્થ થાય. આંજવાના ચોપડવાના–અમુક અમુક પદાર્થો શણુગારમાં ગણાતા હોવાથી "શણુગાર વાળાં" એવાં અર્થ થાય છે.

અરુણવર્ણા—સાયણ સખીઓનું વિશેષણ ગણે છે. અને પછીનો 'ન' નકાર અર્થમાં લે છે. ગ્રીફીથ લાલ ગાયો એવો અર્થ કરે છે. અહીંઆં ઉષાઓનો ઉલ્લેખ હોય એમ લાગે છે. ગ્રાસમાન '**अरुणयः**'નો લગભગ આવો અર્થ કરે છે. આ અર્થ ઉર્વશીનું વાકય 'હું ઉષાઓની અગ્રેસરની જેમ ખસી ગઇ' એ સાથે ઠીક બંધ બેસે છે.

જ્યારે મર્ત્ય આ અમર સ્ત્રીઓ વિષે પ્યાર કરતો (પોતાની) ઈચ્છાઓ જેવી દેવાંગનાઓની સાથે સંપર્ક કરે છે ત્યારે જે હંસીઓની જેમ, ખેલતી (ચોકડુ) કરડતી ઘોડીઓની જેમ, પોતાના શરીરને શોભાવે છે. ૯

પાણીમાંની મારી કામનાઓને પૂરતી. પડતી વિજળીની જેમ જે ઝળુકી;–પાણીમાંથી સુજાત નર જન્મે, ઉર્વશી દીર્ઘ આયુષ આપો. ૧૦

ઉર્વશી:—

આ રીતે તું પૃથ્વીનું રક્ષણ કરવા જન્મ્યો છે; હે પુરૂરવ મને તે ઓજસ (તેં) આપ્યું છે; તે દિવસે જાણતી હોઈ તને સમજાવ્યું હતું; મને (તેં) સાંભળી નહિ; હવે ભોગ રહિત થએલો તું કેમ બોલે છે? ૧૧

પુરૂરવા:—

પુત્ર જન્મીને પિતાને કયારે ઇચ્છશે? બધું જાણતાં રડનારાની જેમ આંસુ પાડશે? સમાન મનવાળા દંપતીને કોણ છુટા પાડશે?—શાથી જે સસરાઓમાં (સાસરામાં) અગ્નિ બળે છે.

ઉર્વશી:—

આંસુ પાડતાને આશ્વાસન આપીશ, કલ્યાણકર ચિંતાને અર્થે તે આક્રન્દ કરનારની જેમ આરડશે? તારૂં જે (અપત્ય)

---

૯ દેવાંગનાઓ—**क्षोणीभिः** '**वाग्भिः**' સાયણ. નિઘણ્ટુમાં તો આ શબ્દનો અર્થ 'પૃથ્વી' અને (દ્વિવચનમાં) દ્યાવાપૃથ્વી' એવો જ આપ્યો છે. સાયણ 'વાગ્ભિઃ' અર્થ શી રીતે કહાડે છે એ વિચારવાનું છે. મં. ૮ ૧૩—૧૭ માં "**इंद्रं क्षोणीरवर्धयत् वया इव**" એમાં જો કે સાયણ "પૃથ્વી—અને તેનાથી ઉપલક્ષિત સર્વ લોક—" એવો અર્થ કરે છે, તો પણ આ બહુવચનના પ્રયોગથી કોઇ 'દેવીઓ' ઉદ્દિષ્ટ હોય એમ લાગે છે. જુઓ ગેલ્ડનર પૃ. ૨૭૬ વૉ. ૧ **क्षोणीभिः क्रतुभिर्न** ઇત્યાદિ. આ શબ્દોનો અર્થ ખાત્રીથી આપી શકાતો નથી.

મારામાં છે તે તને મોકલાવીશ. ઘેર ચાલ્યો જા. હે ગાંડા મને તું પ્રાપ્ત નહિ કરે. ૧૩

પુરૂરવા:—

(તારો) વલ્લભ આજે પાછો ન ફરે એમ દૂર પેલી પાર જવાને પ્રપાત કરશે; પછી એ નિર્ઋતિના ખોળામાં સુશે; પછી એને ધસતાં વરૂઓ ખાઇ જશે. ૧૪

ઉર્વશી:—

પુરૂરવા! મા મર; પ્રપાત મા કર; તને જંગલી વરૂઓ મા ખાઓ! સ્ત્રીઓની સાથે સખ્યો હોય નહિ; એ તો સાલાવૃકોનાં હૃદયો! ૧૫

જ્યારે બીજા રૂપે મર્ત્યોમાં હું ફરતી હતી, ત્યારે હું ચાર શરદ સુધી રાતો રહી; દિવસના એકવાર થોડુંક ઘી હું ખાતી; તેટલાથી જ તૃપ્ત થઈ હું આ ફરૂં છું. ૧૬

પુરૂરવા:—

અંતરિક્ષને ભરી રહેલી, અંતરિક્ષને માપી રહેલી ઉર્વશીને હું પ્રિયતમ વિનંતી કરૂં છું; સુકૃતનો દાતા તારી પાસે રહે. પાછી ફર, મારૂં હૃદય તપે છે. ૧૭

---

૧૩ આંસુ પાડતાને ' अश्रु वर्तयते ', ગેલ્ડનર (૨૭૯—૮૦) ને અનુસરી 'वर्तयते' ચતુર્થીમાં લીધું છે. સાયણ આ પ્રમાણે અર્થ લે છે– ' તને જવાબ આપું છું. તારૂં અપત્ય અશ્રુ પાડશે ' ઇત્યાદિ.

કલ્યાણકારક ઇત્યાદિ, એટલે કલ્યાણકર ચિંતાની એને ઉણપ નહિ રહે.

૧૪ વલ્લભ—सुदेवः ' તારી સાથે સુક્રીડ પતિ ' સાયણ. ગેલ્ડનર બીજા અનેક ઉતારા આપી 'વલ્લભ' અર્થ સાબીત કરે છે પૃ. ૨૮૦—૮૧.

પેલી પાર—' મહાપ્રસ્થાન ગમન કરશે ' (સાયણ).

નિર્ઋતિ=મૃત્યુ. ' પૃથ્વી અથવા પાપ દેવતા ' (સાયણ).

૧૫ સાલાવૃકોના—" આ સખ્યો, સાલાવૃકોના હૃદયો જેવી રીતે વિશ્વાસે રહેલાં વત્સાદિનાં ઘાતક હોય છે તેવાં છે " (સાયણ).

૧૭ પ્રિયતમ ' वसिष्ठः '

ઉર્વશીઃ—

તને આ દેવો આમ કહે છે. "ઐલ ( ઇલાપુત્ર ) આ જેમ છે ( એ રીતે તો ) તું મૃત્યુબંધુ છે; (પણ) તારી પ્રજા દેવોને હવિષ વડે પૂજશે, અને તું પણ સ્વર્ગમાં આનંદ કરીશ. ૧૮

---

## ૨૭

## *પણિઓ અને સરમાનો સંવાદ, છંદ ત્રિષ્ટુભ.

પણિઓઃ—

શું ઇચ્છતી સરમા આ સ્થાને આવી પહોંચી ! શાથી જે રસ્તો આડાઅવળા વળાકથી દૂર જનારો છે. અમારી પાસે તારૂં શું રહેલું છે ? પરિભ્રમણ કેવું થયું ? રસાનાં પાણી તું કેવી રીતે તરી ? ૧

સરમાઃ—

ઇંદ્રની મોકલેલી દૂતી, તમારા મોટા ખજાનાઓને ઇચ્છતી, હે પણિઓ ! હું ફરૂં છું. કુદકાની બીકથી તેણે અમને મદદ કરી; એ રીતે રસાનાં પાણી હું તરી. ૨

પણિઓઃ—

હે સરમા ! ઇંદ્ર કેવો છે ! તેનો દેદાર કેવો છે—જેની દૂતી થઇને તું અહીંઆં દૂરથી આવી છું ? તે અહીંઆં આવો. તેને મિત્ર બનાવીએ, અને અમારી ગાયોનો તે ગોપતિ થાય. ૩

---

*ઇન્દ્રના પુરોહિત બૃહસ્પતિની ગાયો વલ નામના અસુરના પણિ નામના યોદ્ધાઓ લઇ ગયા, અને ગુફામાં પૂરી દીધી. બૃહસ્પતિના કહેવાથી ઇંદ્રે સરમા નામની દેવશુનીને ( દેવોની કુતરી ) મોકલી; જેણે મોટી નદી તરી વલપુર આવી પૂરેલી ગાયો જોઇ. આ જાણી પણિઓ તેને મિત્ર કરવા આ સંવાદ કરે છે ઇત્યાદિ કથા સાયણ આપે છે.

૧ આડા અવળા—**जगुरिः पराचैः** 'પરાઙમુઃખ—આવૃત્તિવર્જિત જે ગમનો—તે વડે જગુરિ—એટલે ઉદ્દગૂર્ણ મહાન પ્રયત્નથી પણ ન જઇ શકાય તેવા; અથવા 'અત્યર્થ જનારી' પાછળ જોયા વિના જનારી (સાયણ). **अथवा जगुरिर्जङ्गम्यतेः पराञ्चैरञ्चितः** । નિરુ. ૧૧–૨૫.

પરિભ્રમણ. **परितक्म्या** 'રાત્રિ' એવો બીજો અર્થ પણ સા. આપે છે.

સરમાઃ—

એ દબાય એવો હોય એમ હું તેને જાણતી નથી; તે દબાવે છે,—જેની દૂતી થઇને હું અહીંઆં દૂરથી આવી છું. વહેતી ઉંડી ( નદીઓ ) તેને ઢાંકતી નથી; ઈંદ્રથી હણાઇને હે પણિઓ! તમો સુશો. ૪

પણિઓ:—

હે સુભગ સરમા! દ્યૌના પ્રાન્તો વિષે બધે ફરતી તું જે ઇચ્છતી હતી તે આ ગાયો; તેમને લઢયા વિના તને કોણ આપે? અને વળી અમારાં આયુધો તીક્ષ્ણ છે. ૫

સરમાઃ—

હે પણિઓ! તમારાં વચનો ( ભલે ) સેનાથી લડાય એવાં ન હોય; ( ભલે ) તમારાં પાપી શરીરો તીરથી ભેદાય એવાં ન હોય; ( ભલે ) તમારો માર્ગ આવવાને માટે ભેદી શકાય એવો ન હોય. બૃહસ્પતિ! તમારાં તે બંને માફ નહિ કરે. ૬

પણિઓઃ—

હે સરમા! આ ખજાનો અદ્રિમાં રહેલો છે, ગાયોથી અશ્વોથી અને વસુઓથી સમૃદ્ધ છે; તેને પણિઓ—જે સુગોપ છે, સાચવે છે. શૂન્ય સ્થાનમાં તું વ્યર્થ આવી છું? ૭

સરમા:—

અહીંઆં સોમથી તીક્ષ્ણ થએલા ઋષિઓ આવશે,—અયાસ્ય અંગિરસો નવગ્વો; તેઓ આ ગાયોના સમૂહને વહેંચશે; ત્યારે જ પણિઓ આ વચનને ઓકી કાઢશે. ૮

પણિઓ:—

હે સરમા! તું અહીંઆં દેવોના બળના દબાણુથીજ આવી

---

૬ બન્ને 'તમારાં પૂર્વોક્ત ઉભયવિધ દેહોને' સાયણ.

શૂન્ય—રેક્ રિચ્ ઉપરથી. જુઓ સે. પી. લે. અને ગ્રાસમાન. 'શંકિત' સાયણ. 'unyielding' 'કબજે ન થાય એવું' મેકડોનલ.

૭ સુગોપ સારી રીતે ગાયોનું રક્ષણ કરે એવા.

શું. તને બેન કરીએ. પાછી ન જઇશ. હે સુભગે! તારી સાથે ગાયોનો ભાગ પાડીશું. ૯

સરમા:—

હું ન જાણું ભાઈપણું કે ન બ્હેનપણું. ઈંદ્ર અને ઘોર અંગિરસો જાણે. જ્યારે હું અહીંઆં આવી ત્યારે તેઓ મને ગાયોની ઇચ્છાવાળા દેખાયા.હવે હે પણિઓ! અહીંથી દૂર ખસો.૧૦

હે પણિઓ, અહીંથી બહુ દૂર જાઓ. ઋત વડે (દુર્ગનો) નાશ કરતી ગાયો બહાર આવો; જે પૂરાએલીઓને બૃહસ્પતિએ મેળવી,–(અને) સોમે, ગ્રાવાઓએ, ઋષિઓએ અને વિપ્રોએ. ૧૧

---

૨૮

## દાનસ્તુતિ, ઋષિ ભિક્ષુ આંગિરસ, છંદ ૧, ૨ જગતી, બાકીનાની ત્રિષ્ટુભ.

દેવોએ ભુખને જ મોતનું સાધન કર્યું નથી. ખાનાર પાસે પણ મૃત્યુઓ આવે છે. આપનારનું ધન ઓછું નહિ થાય; નહિ આપનારો મહેર કરનાર મેળવતો નથી. ૧

અન્નવાન્ હોઇ જે દુર્બળ ચકચકતા, દુઃખી થએલા, અન્ન માટે પાસે આવનારને માટે મનને કાઠું કરે છે, અને વળી તેની આગળ (અન્ન) સેવે છે, તે મહેર કરનાર મેળવતો નથી. ૨

તે જ દાતા છે–જે લેનાર, અન્નની ઇચ્છાવાળા (ભિક્ષા માટે) ફરતા દુર્બળને આપે છે. એને માટે મદદ માગતાં પૂરતું થાય છે; અને ભાવી માટે તે મિત્ર બનાવે છે. ૩

---

૧૦ ગાયોની ઇચ્છા—સાયણનો અર્થ જુદો પડે છે.

૧ ભુખને—'દેવોએ સર્વેને ભૂખ આપી નથી; પણ વધ જ આપ્યો છે: આ વધરૂપ ભૂખને શમવે તે દાતા (સાયણ)..

૩ મદદ માગતા—'યામ તા–યામ–દેવો—જેમાં બોલાવાય છે તે યજ્ઞ' (સાયણ). 'રણની બુમમાં' ગ્રીફીથ. ભાવી માટે 'અપરા' 'બીજીમાં–શત્રુઓની સેનાઓમાં' (સાયણ).

જે સાથે રહેલા, સાથે ફરનાર સખાને અન્ન આપતો નથી તે સખા નથી. 'અહીંથી તેણે ચાલ્યા જવું' તે ઘર નથી. બીજા દૂરના જ દાતાને તેણે શોધવો. ૪

શક્તિવાળાએ જાચકને દાન દેવું જ. લાંબો પંથ જોવો. રથનાં ચક્ર ઉપર નીચે ફરે છે તેમ ધન એકથી બીજા પાસે જાય છે. ૫

અણુસમજુ અન્નને વ્યર્થ મેળવે છે. સાચું કહું છું એ એનો વધ છે. અર્યમાને પોષતો નથી, મિત્રને પોષતો નથી. એકલો ખાનારો કેવળ પાપી થાય છે. ૬

ખેડતું જ હળ ખાવાનું પેદા કરે છે, ચાલતો ચાલવાથી રસ્તો કાપે છે, બોલતો બ્રાહ્મણ નહિ બોલતા કરતાં સારો છે, દાન કરતો સંબંધી દાન નહિ કરનારથી ચઢી જાય છે. ૭

એક પાદવાળો બે પાદવાળાથી આગળ જાય છે, બે પાદવાળો પુંઠેથી ત્રણ પગવાળાની આગળ જાય છે. ચાર પાદ-વાળો બે પાદવાળાની બુમથી આવે છે—પંચને જોતો પાસે ઉભો રહે તો. ૮

સરખા હાથ સરખું કામ નથી કરતા. એક માવાળીઓ સરખું દૂઝતી નથી. જુગલનાં વીર્ય સરખાં હોતા નથી. એક જ કુટુંબના હોય તો પણ સરખું દાન કરતા નથી. ૯

---

૪ અહીંથી ઇત્યાદિ—એવું જ્યાં બોલાય છે તે ઘર નથી. જો આ અદાતા સખા પાસેથી તે ચાલ્યો જાય—એટલે કે જો તેને છોડી ચાલ્યો જાય તો તે ઘર—નિવાસ નથી, તે ગએલ પુરુષે બીજા અરણ—આર્ય—સ્વામીને ઇચ્છવો ( સાયણ ).

૮ 'એક પાદવાળો'—સૂર્ય ( અજ એકપાદ ), 'બે પાદવાળો' માણસ, 'ત્રણ પાદવાળો' લાકડી ટેકતો માણસ, 'ચાર પાદવાળો' કુતરો; ગ્રીફીથ મેકડોનલ ઇત્યાદિ. સાયણ પાદનો અર્થ 'ભાગ' કરે છે. અને તાત્પર્ય એવું કહાડે છે કે એક ભાગવાળા કરતાં બે ભાગવાળો ચઢી જાય છે એ રીતે પરસ્પર અપેક્ષાથી તેઓ ઉત્તમ અધમ છે માટે હું ધનવાન છું એમ કોઇએ માનવું નહિ' ઇત્યાદિ.

## ૨૯

## દેવતા પ્રજાપતિ, ઋષિ હિરણ્યગર્ભ, છંદ ત્રિષ્ટુભ

સૌથી આગળ હિરણ્યગર્ભ હતો. જન્મેલો તે એકલો ભૂતનો પતિ હતો. તેણે પૃથ્વીને ધારણ કરી અને વળી આ દ્યોને. કયા દેવને હવિષથી અમે પૂજીએ. ૧

જે આત્માનો દેનાર છે, બલનો દેનાર છે, જેના શાસનને સર્વે ઉપાસે છે, જેના ( શાસનને ) દેવો ( પણ ઉપાસે છે). જેની છાયા અમૃત છે, જેનું મૃત્યુ છે. કયા દેવને હવિષથી અમે પૂજીએ. ૨

જે શ્વાસ લેનાર, આંખથી પલકારા મારનાર જગતનો મહિમાથી એક જ રાજા હતો, જે આ બે પગવાળાનો અને ચાર પગવાળાનો ઈશ હતો. કયા દેવને હવિષથી અમે પૂજીએ. ૩

મહિમાથી જેના આ હિમવાળા છે, રસાસહિત જેનો સમુદ્ર કહેવાય છે, જેની આ પ્રદિશાઓ જેના બાહુ છે. કયા દેવને હવિષથી અમે પૂજીએ. ૪

જેના વડે દ્યો ઉગ્ર છે, જેનાવડે પૃથ્વી દૃઢ છે, જેનાવડે સ્વર્ગ સ્થિર કરાયું, જેના વડે નાક છે, જે અંતરિક્ષમાં રજસ નો માપનાર છે. કયા દેવને હવિષથી અમે પૂજીએ. ૫

---

૧ કયા દેવને ? **कस्मै देवाय** ' પ્રજાપતિ અનિર્જ્ઞાતસ્વરૂપ હોવાથી તેના અર્થમાં અહીંઆં ' **किं** ' શબ્દ છે. અથવા સૃષ્ટિ માટે કામના કરે છે એટલે ' **क** ', અથવા **क**=સુખ તદ્રૂપ હોવાથી **क** કહેવાય છે, અથવા આ રીતે ' **क** ', ઇંદ્રે પૂછતાં પ્રજાપતિએ કહ્યું કે મારૂં મહત્ત્વ તને આપી હું ' **कः** ' કેવો થાઉં ? ઇંદ્ર જવાબ આપ્યો" હું **कः** કેવો થાઉં એમ તું કહે છે માટે તું તેવો એટલે કે ' **कः** ' થા ( સાયણ ).

૨ છાયા ' જેનું અમૃત છે, મૃત્યુ જેની છાયા જેમ છે ' ( સાયણ ). ' જેની છાયા અમરત્વ છે, જેની છાયા મૃત્યુ છે ' મેક્ષમુલર. વે. હીમ્સ. સે. બુ. ઇ. વો, ૩૨. પૃ. ૧.

૪ હિમવાળા પર્વતો.

૫ નાક— ' આદિત્ય ' ( સાયણ ). મેકડોનલના મતે આ શબ્દનો ક્યાંઇ પણ સૂર્ય અર્થ થતો નથી. પોતે ' vault of heaven ' ' દ્યુમંડલ ' એવો અર્થ કરે છે. વે. રી, પૃ. ૧૩૯

રજસ=પાણી સા.

રક્ષણથી સ્થિર દ્યાવાપૃથ્વી મનથી ધ્રુજતાં જેના તરફ જુએ છે, જેના વિષે સૂર્ય ઊગીને પ્રકાશે છે. કયા દેવને હવિષથી અમે પૂજીએ. ૬

જ્યારે ગર્ભને ધારણ કરતાં, અગ્નિને ઉત્પન્ન કરતાં મોટાં પાણી સર્વત્ર ફેલાયાં ત્યારે દેવોનો એકાકી અસુ ઉત્પન્ન થયો. કયા દેવને હવિષથી અમે પૂજીએ. ૭

દક્ષને ધારણ કરતાં યજ્ઞને ઉત્પન્ન કરતાં પાણી જેણે મહિમાવડે બરાબર નીરખ્યાં, જે દેવો વિષે એક દેવ હતો. કયા દેવને હવિષથી અમે પુજીએ. ૮

જેણે પૃથ્વીને જન્મ આપ્યો અથવા જે સત્યધર્માએ દ્યાને જન્મ આપ્યો, તે અમારી હિંસા ન કરો,—જેણે પ્રકાશમાન મોટાં પાણીને જન્મ આપ્યો. કયા દેવને હવિષથી અમે પૂજીએ. ૯

હે પ્રજાપતિ તારા સિવાય બીજો કોઈ જન્મેલી વસ્તુઓની આજુબાજુ ન હતો. જે કામનાથી અમે પૂજીએ છીએ તે અમારી થાઓ. અમે ધનના પતિ થઇએ. ૧૦

## ૩૦

### દેવતા પરમાત્મા, ઋષિ અંભૃણ ઋષિની બ્રહ્મવિદુષી દુહિતા વાક, છંદ ૨ જગતી, બાકીનાની ત્રિષ્ટુભ

હું રુદ્રો સાથે, વસુઓ સાથે ફરૂં છું, હું આદિત્યો સાથે અને સર્વ દેવો સાથે. હું મિત્ર અને વરુણ બન્નેને ધારણ કરૂં છું. હું ઇંદ્ર અને અગ્નિને, હું બંને અશ્વીઓને. ૧

---

૧૦ આ ઋચાનો પદ પાઠ નથી. તે પછીથી ઉમેરાઇ હશે.

હું ઉભરાતા સોમને ધારણ કરૂં છું. હું ત્વષ્ટાને પૂષાને અને ભગને. હવિષ્માન્, સારી રીતે તર્પણ કરાવનાર, સોમ રસ કહાડનાર યજમાન માટે હું ધન મૂકું છું. ૨

હું ઈશ્વરી છું, વસુઓની ભેગી કરનાર છું, વિદુષી છું, યજ્ઞિયોમાં પ્રથમ છું. તે મને દેવોએ બહુમાં રહેલી ને, બહુમાં પ્રવેશ કરતી ને બહુસ્થાનોમાં મુકી. ૩

જે જુએ છે, જે શ્વાસ લે છે અને જે બોલેલું સાંભળે છે, તે મારા વડે અન્નને ખાય છે. તે અશ્રદ્ધાળુઓ મારી પાસે વસે છે. હે વિદ્વાન શ્રદ્ધાવાળું સાંભળ. તારા માટે બોલું છું. ૪

હું જ સ્વયં આ બોલું છું—દેવો અને માણસોને ગમે એવું—, હું જેને ઇચ્છું તેને તેને ઉગ્ર કરૂં છું—તેને કવિ, ઋષિ, સુમેધાવી કરૂં છું. ૫

હું રુદ્ર માટે બ્રહ્મદ્વેષી હિંસકને હણવા માટે ધનુષ તાણું છું. હું માણસને સમદ કરૂં છું. મેં દ્યાવાપૃથ્વીમાં પ્રવેશ કર્યો. ૬

મેં આના માથા ઉપર પિતાને જન્મ આપ્યો. મારૂં ઉત્પત્તિ સ્થાન સમુદ્રની અંદર પાણીમાં છે. પછી સર્વ ભુવનોને વીંટાઈને રહી; આ દ્યાને પણ શરીરવડે હું અડકું છું. ૭

સર્વ ભુવનોને રચતી હું પવનની જેમ વાઉં છું. સ્વર્ગથી પર, આ પૃથ્વીથી પર, આવડી હું મહિમા વડે થઇ. ૮

---

૨ ઉભરાતા. **आहनसम्**—' આહન્તવ્ય—અભિષોતવ્ય—( દબાવીને રસ કહાડવા યોગ્ય ); અથવા શત્રુઓને હણનાર ( સાયણ ). ઉપરનો અર્થ સેં: પી. લે. માંથી લીધો છે.

૪ મારી પાસે વસે છે—**मां उपक्षयन्ति**—' મને નહિ જાણનારા ઉપક્ષીણ સંસારથી હીન થાય છે ' (સાયણ ). ' હકુમત ' આસમાન. એટલે કે મારા કબજામાં છે.

આ સૂક્તનું પદ્યમાં ભાષાન્તર રા. નર્મદાશંકર દ. મહેતાના હિંદતત્ત્વ જ્ઞાનના ઇતિહાસમાં (પૂર્વાર્ધ) આપેલું છે તે કેટલીક જગ્યાએ આના કરતાં જૂદું પડે છે.

## ૩૧

**દેવતા રાત્રિ, ઋષિ સોભરિપુત્ર કુશિક અથવા ભારદ્વાજની પુત્રી રાત્રિ, છંદ ગાયત્રી.**

રાત્રી દેવીએ પધારતાં અનેક સ્થાનોમાં આંખોવડે જોયું. સર્વ સૌન્દર્યો ધારણ કર્યાં. ૧

અમર્ત્ય દેવીએ વિશાળ અંતરિક્ષ ભરી દીધું—નીચાં સ્થાનો અને ઉંચાં. જ્યોતિથી અંધકારને પીડે છે. ૨

દેવીએ પધારતાં બ્હેનને-ઉષાને આઘી કહાડી, અંધકાર પણ દૂર નાસે છે. ૩

તે તું આજે અમારી (પાસે આવી છું) જે પધારતાં અમે ઘેર પાછા ફર્યા, જેમ પક્ષીઓ ઝાડ ઉપર માળામાં. ૪

ગ્રામ ઘેર આવ્યાં, પગવાળાં ઘેર આવ્યાં, પક્ષિઓ ઘેર આવ્યાં, લોભી ગીધ પણ ઘેર આવ્યાં! ૫

વરૂમાદાને અને વરૂને દૂર કરજે. હે ઊર્મ્યા ચોરને દૂર રાખજે, અને અમારા માટે સુતરા થજે. ૬

ઘટ્ટ લાગી ગએલો કાળો વ્યક્ત અંધકાર મારી પાસે આવ્યો છે. હે ઉષા એને ઋણની જેમ દૂર કર. ૭

તારી પાસે ગાયોની જેમ (સૂક્ત) ધર્યું છે; હે દ્યૌની-દુહિતા તેને વિજેતા માટેના સ્તોત્રની જેમ પસંદ કર. ૮

---

૨ ભરી દીધું—'પ્રથમ અંધકારથી ભરે છે' (સાયણ).

૬ ઊર્મ્યા=રાત્રિ; ગ્રામ=લોકોનાં ટોળાં.

૮ ગાયની જેમ ઇત્યા. 'સ્તુતિઓવડે અભિમુખ કરૂં છું (સાયણ).

વિજેતા ઇત્યા. 'તારા પ્રસાદથી શત્રુને જિતનાર એવા મારૂં તું સ્તોત્રની જેમ હવિષ પણ પસંદ કર.' (સાયણ).

## ૩૨

## દેવતા પરમાત્મા, ઋષિ પ્રજાપતિ, છંદ ત્રિષ્ટુભ.

'અસત્' હતું નહિ, ત્યારે 'સત્' હતું નહિ. 'રજસ્' હતું નહિ, તેનાથી પર જે વ્યોમ તે હતું નહિ. શું ઢાંકયું હતું? કયાં, કોના સુખમાં? શું ગહન અને ગભીર પાણી હતું? ૧

મૃત્યુ હતું નહિ, ત્યારે અમૃત હતું નહિ. રાત્રિ અને દિવસનો ભેદ જણાવનાર હતું નહિ. તે એક પોતાની મેળે જ પવન વિના શ્વાસ લેતું હતું. તેનાથી પર બીજું કાંઇ જ હતું નહિ. ૨

આગળ તમસથી ગૂઢ તમસ હતું. અજ્ઞેય પાણી આ બધું હતું. જે આભુ તુચ્છથી ઢંકાએલું હતું, તે એક તપના મહિમાથી જન્મ્યું. ૩

તેના ઉપર પ્રારંભમાં 'કામ' થયો, જે મનનું પ્રથમ રેતસ હતું. બુદ્ધિવડે હૃદયમાં શોધ કરી કવિઓ સતના સંબંધને અસતમાં પામ્યાં. ૪

એમનો રશ્મિ ત્રાંસો ફેલાયો. ઉપર પણ હતો? નીચે પણ હતો? બીજ મુકનાર હતા, મહિમાઓ હતા. નીચે સ્વધા હતી, ઉપર પ્રયતિ હતો. ૫

---

૧ ત્યારે—સર્જન પહેલાં.

૩ અજ્ઞેય—**અપ્રકેત**—'અપ્રજ્ઞાયમાન' (સાયણ); ભેદજ્ઞાનપૂર્વક ન જણાય તેવું.

આભુ—"જે હયાતીમાં આવે તે" આ શબ્દનો અર્થ ૬, ૭ માં આવતા **આબભૂવ** ઉપરથી સમજાય છે. મેક. વે. રી. પૃ. ૨૦૯.

૫ બીજ મૂકનાર ઇત્યા. **રેતોધાઃ મા માનઃ** 'આ શબ્દો વિશ્વોત્પત્તિના પુરુષતત્ત્વના અને સ્ત્રીતત્ત્વના વાચક છે. પ્રયતિ અને સ્વધા યથાક્રમ આ તત્ત્વોને મળતા છે.' મેક. વે. રી. પૃ. ૨૧૦

આ સૂક્ત ઉપર સાયણાચાર્યનું તાત્ત્વિક ઉપપત્તિ કરતું લાંબુ ભાષ્ય છે. ટીળકના ગીતારહસ્યના ગૂજરાતી અનુવાદમાં પણ પોતાની

સાક્ષાત્ કોણ જાણે છે? અહીં કોણ કહેશે 'ક્યાંથી આ જન્મી? ક્યાંથી આ સર્જન થયું?' આના સર્જન પછી દેવો થયા. તેથી કોણ જાણે છે કે શેમાંથી (આ બધું) થયું? ૬

જેમાંથી આ વિસૃષ્ટિ થઇ તેણે એ નિર્માણ કરી કે નહિ? જે આનો અધ્યક્ષ પરમ વ્યોમમાં છે તે જ જાણે છે, અથવા તે પણ ન જાણતો હોય! ૭

---

૩૩

**દેવતા અરણ્યાની, ઋષિ ઇરંમદપુત્ર દેવમુનિ, છંદ અનુષ્ટુભ.**

હે અરણ્યાનિ હે અરણ્યાનિ તું જે ભૂલી પડયા જેવી છું, (તે)ગામને કેમ પૂછતી નથી? તને બીક જેવું નથી લાગતું? ૧

બોલતા વૃષારવ પાસે જ્યારે ઘંટડીઓથી જાણે વગડાતો ચિચ્ચિક આવે છે ત્યારે અરણ્યાનિ મોજ માણે છે. ૨

જાણે ગાયો ખાય છે, વળી જાણે ઘર દેખાય છે; વળી સાંજે અરણ્યાનિ ગાડીઓ જેવું છોડે છે. ૩

હે (અરણ્યાનિ) ગાયને આ બોલાવે છે, લાકડાં આ કાપે છે. સાંજે અરણ્યમાં રહે તો 'કોકે ચીસ પાડી' એમ માને છે. ૪

અરણ્યાનિ હણતી નથી, જો બીજો કોઈ પાસે ન જાય તો; સ્વાદુ ફળ ખાઇને મરજી પ્રમાણે ચાલ્યો જાય છે. ૫

આંજન જેવાં ગંધવાળી, સુવાસી, બહુ અન્નવાળી, અણખેડાએલી મૃગોની માતા અરણ્યાનિની મેં પ્રશંસા કરી. ૬

---

ઉપપત્તિ સાથે ભાષ્ય છે. એનું ગૂજરાતી પદ્યમાં ભાષાન્તર રા. ન. દ. મ્હેતાના હિંદ તત્ત્વજ્ઞાનના ઇતિહાસનાં (પૂર્વાર્ધ) પૃ. ૨-૩ ઉપર છે.

૨ વૃષારવ—ઝિલ્લ નામનો સૂક્ષ્મ જંતુ, સાયણ. ઘંટડીઓ—આઘાટિભિઃ 'કાણ્ડવીણાથી સાત સ્વર શોધતા ગાયકની જેમ' (સાયણ). મોજ માણે છે—'પૂજાય છે' (સાયણ).

૩૪

વિષય વિશ્વોત્પત્તિ, ઋષિ મધુછંદાનો પુત્ર અઘમર્ષણ, છંદ અનુષ્ટુભ.

ઝળહળતા તપમાંથી ઋત અને સત્ય જન્મ્યાં. તેમાંથી રાત્રી જન્મી, તેમાંથી મોજાંવાળો સમુદ્ર. ૧

મોજાંવાળા સમુદ્રમાંથી સંવત્સર જન્મ્યો–દિવસ રાત્રિને વિધાન કરતો, સર્વે (આંખથી) પલકારા મારનારને વશમાં રાખનાર. ૨

ધાતાએ સૂર્ય અને ચંદ્રને યથાપૂર્વ બનાવ્યા. સ્વર્ગને, પૃથ્વીને અંતરિક્ષને અને સ્વર્ગને.× ૩



૩ યથાપૂર્વ. જેમ પૂર્વકાળમાં સરજ્યાં હતાં તેમ, ભવિષ્યકાળમાં પણ સરજશે એવો અર્થ છે ( સાયણ ).

× સૂક્તનો પદપાઠ નથી.

૩૫

યજુર્વેદ [શુક્લ]* અધ્યાય ૧

**+દર્શપૂર્ણમાસ મન્ત્રો, ઋષિ પરમેષ્ઠિ પ્રજાપતિ અથવા પ્રાજાપત્ય દેવો. આ અધ્યાયમાં ૨૮ સિવાય બધા યજુષો છે. ૨૮ માનો છંદ ત્રિષ્ટુભ.**

[૧]અન્ન માટે તને. [૨]બલ માટે તને. [૩]તમે વાયુઓ છો. [૪]દેવ સવિતા તમને શ્રેષ્ઠતમ કર્મ માટે અર્પે. હે અહિંસ્ય ગાયો ઇન્દ્ર માટે ભાગને પુષ્ટ કરો. પ્રજાવાળાં [૫]મા'વા વિનાના યક્ષ્મ રહિત તમારા ઉપર ચોરની સત્તા ન ચાલે, પાપીઓની ન ચાલે. આ [૬]ગોપતિ વિષે ધ્રુવ (રહી) બહુ થાઓ. [૭]યજમાનના પશુઓનું પાલન કરો. ૧

---

+વાજસનેયિ માધ્યંદિન શાખાની સંહિતામાંથી ૩૫-૩૬ પાઠો લીધા છે.

+ દર્શયાગ અને પૂર્ણમાસયાગ કરતી વેળાએ વપરાતા મંત્રો. "અમાવાસ્યાના ઇષ્ટિયાગનું નામ દર્શયાગ અને પૂર્ણિમાના ઇષ્ટિયાગનું નામ પૂર્ણમાસયાગ હતું" (યજ્ઞનું રહસ્ય પૃ. ૩૭-૩૮). મહીધર પ્રમાણે 'પડવેએ દર્શયાગ કરવાની ઇચ્છાવાળાએ અમાવાસ્યાની સવારે અગ્નિહોત્રમાં હવન કરી દર્શયાગ માટે '~~मम नवर्चः~~' ઇત્યાદિ મન્ત્ર બોલી અગ્નિમાં સમિધ મૂકી વાછરડાં આઘાં કરવા. દર્શયાગમાં ત્રણ હવિષો હોય છે. અગ્નિમાં આહૂતિ માટે આઠ કપાલ, ઇન્દ્ર માટે દહિ, ઇન્દ્ર માટે દૂધ. પડવાને દિવસે દહિ થાય તે માટે અમાવાસ્યાની રાતે ગાયો દોવી. તે દોવાને માટે સવારમાં લૌકિક દોહન થાય તે પ્હેલાં ગાયો સાથે ફરતાં વાછરડાં ગાયોથી પલાશની ડાળી વડે દૂર કરવા. આ માટે પલાશની શાખા છેદવામાં આવે છે.' આનું વધારે વિસ્તૃત વર્ણન કાત્યાયન શ્રૌતસૂત્ર અ. ૩. સૂ. ૩૦થી આપ્યું છે. આ યાગ દરેક ગૃહસ્થને કાંતો આજન્મ કે કાંતો ત્રીશ વર્ષ સુધી કરવાનો હોય છે. કા. શ્રૌ. અ. ૩. સૂ. ૭૬, ૭૮

૧-૧ 'હે શાખા અન્ન માટે અથવા વૃષ્ટિ માટે તને છેદું છું' ઉવટ અને મહીધર. ૨ હે શાખા બલ માટે અથવા પ્રાણ માટે (અથવા ટીકાકારો પ્રમાણે બલ અને પ્રાણ આપનાર વૃષ્ટિના રસ અર્થે) તને નમાવું છું— સીધી કરૂં છું. પલાશશાખા અથવા શમીશાખા તોડીને સીધી કરતી

૧(તું) વસુનું પવિત્રું છુ, ૨દ્યૌ છું, પૃથ્વી છું, માતરિશ્વાનો દીપક છું, સર્વને ધારણ કરનાર છું. પરમ ધામથી દૃઢ થા. વાંકી ન થા. તારો યજમાન વાંકો ન થાય. ૨

---

વખતે આ બે મન્ત્રો બોલાય છે. શમીનો ઉલ્લેખ અગ્નિના ઉત્પત્તિ-સ્થાન તરીકે, પલાશનો સોમના પ્રતીક તરીકે છે. મહીધર શ. બ્રા. ના આધારે કથા આપે છે કે ગાયત્રીએ પક્ષીનું રૂપ લઇ સ્વર્ગમાંથી સોમવલ્લીનું હરણ કર્યું. તે વખતે તેનું એક પત્ર ભૂમિમાં પડયું. તેમાંથી પલાશ થયો માટે તે પ્રશસ્ત છે. ૩ વાછરડાને સંબોધીને. ટીકાકારો વાયુ અને વાછરડાનું સાદૃશ્ય અનેક રીતે બતાવે છે. જેમકે-વાયુ ગંદી થએલી ભૂમિને જેમ ચોકખી કરે છે તેમ વાછરડાં ભૂમિને લીંપવાને છાણ આપી તેને પવિત્ર કરે છે ઇત્યાદિ. તેમાં તિત્તિરિનું પ્રમાણ આપી આપેલી સમજુતી વિચારવા જેવી છે. પશુઓનો દેવતા અંતરિક્ષ છે અને અંતરિક્ષનો અધિપતિ વાયુ છે. વાયુ પોતાનાં અવયવોની જેમ પશુઓને પાળે છે માટે પશુઓનું વાયુપણું. ૪ વાછરડાંની માતાઓ ગાયોમાંથી એકને જૂદી કરી આ મન્ત્રથી બોલી શાખાથી તેને અડકે. તેમ કરવાથી એ ગાયના દૂધમાંથી થવાનું દહિરૂપી હવિષ ઇન્દ્રનું અથવા મહેન્દ્રનું થાય. ‘અર્પે’ સમર્પે ‘સંગમિત કરે’ ઉવટ. ‘પ્રભૂતતૃણવાળા વન તરફ મોકલે’ મહીધર. શ્રેષ્ઠતમ કર્મ ‘કર્મ ચાર પ્રકારનું છે. અપ્રશસ્ત, પ્રશસ્ત, શ્રેષ્ઠ, શ્રેષ્ઠતમ. લોકવિરુદ્ધ વધ બન્ધ ચોરી આદિ અપ્રશસ્ત, લોકો વખાણે એવું બન્ધુવર્ગનું પોષણ કરવું તે પ્રશસ્ત, સ્મૃતિએ કહેલું વાવ કૂવા તળાવ આદિ કરવારૂપ શ્રેષ્ઠ, અને વેદે કહેલું યજ્ઞરૂપ કર્મ તે શ્રેષ્ઠતમ કર્મ’ મહીધર. ૫ મૂળમાં અમીવા છે. આમા'વા નામનો ઢોરને થતો ( અત્યારે પણ ) જાણીતો રોગ છે. જેનાથી પીડાતું ઢોર ઘાસચારો લઈ શકે નહિ તેમ જ દૂધ દેતું પણ બંધ થાય. ( આ હકીકત માટે તેમ જ આ અધ્યાયમાં બીજી કેટલીક અર્થ સમજુતી માટે હું અ. હરિનારાયણ આચાર્યને આભારી છું. ) યક્ષ્મ મોટો રોગ. ૬ ગોપતિ, આ યજમાન. ૭ અગ્ન્યાગાર આગળ પલાશ શાખાને રોપી, તેને ઉદ્દેશી.

૨. ૧ ‘હે દર્ભમય પવિત્રા તું વસુનું—ઇન્દ્ર દેવતાના નિવાસ હેતુ યજ્ઞનું શુદ્ધ કરનાર છે. ‘બે અથવા ત્રણ કુશ પવિત્રું કહેવાય છે’ મ. આ મન્ત્રથી પવિત્રું કરી પર્ણશાખા ઉપર બાંધવું. મ. ૨ સ્થાલી જેમાં ક્ષીર મૂકવાનું છે તે અથવા ઉખાને લેતી વખતે, પાણી અને માટીની તે બનેલી

¹વસુનુ શતધાર પવિત્રું છું, વસુનુ સહસ્ર–ધાર પવિત્રુ છું. ²દેવ સવિતા તને વસુના શતધાર સારી રીતે પાવન કરે એવા પવિત્રાથી તને પવિત્ર કરો. ³કઇ દોહી ? ૩

¹તે વિશ્વાયુ છે, તે વિશ્વકર્મા છે, તે વિશ્વધાયા છે. ²તને ઇન્દ્રના ભાગને સોમવડે જમાવું છું. હે વિષ્ણુ હવ્યને રક્ષ. ૪

હે અગ્નિ વ્રતપતિ વ્રતને આચરૂં છું. તે કરી શકું. તે મને સિદ્ધ થાઓ. આ હું અનૃતથી સત્ય પાસે જાઉં છું. ૫

¹તને કોણ જોડે છે ? તે તને જોડે છે. કોને માટે તને જોડે છે ? તેને માટે તને જોડે છે ²તમને બેને કર્મ માટે, તમને બેને વ્યાપ્તિ માટે. ૬

---

માટે દ્યૌ અને પૃથ્વી, કારણકે પાણી દ્યૌમાંથી પડે અને માટી પૃથ્વીમાંથી મળે. 'માતરિશ્વા ઇ વાયુનો દીપક–અભિવ્યંજક અંતરિક્ષ લોક. સ્થાલીમાં પણ અન્તરિક્ષરૂપ અવકાશમાં વાયુનો સદ્‌ભાવ હોવાથી તું પણ વાયુની દીપક છું' મહીધર. પરમ ધામ. બહુ તેજથી.

૩. ૧ થાળીમાં પવિત્રું મૂકતી વખતે ઉ. શાખા પવિત્રાને ઉદ્દેશીને મહીધર. ઉવટનો અર્થ સૂત્રાનુકૂલ છે. ૨ સ્થાલીમાં દૂધ સિંચાતા દૂધને ઉદ્દેશી. ૩ અધ્વર્યુ દોહનારને પૂછે છે વિદ્યમાન ગાયોમાંથી કઈ દોહી ?

૪. ૧ 'કઇ દોહી' એનો ઉત્તર મળતાં અધ્વર્યુ કહે છે તે ગાય વિશ્વાયુ છે. બીજી અને ત્રિજી ગાંયો વિષે ઉપર પ્રમાણે પ્રશ્ન પૂછી તે અનુક્રમે વિશ્વકર્મા અને વિશ્વધાયા છે એમ અધ્વર્યુ કહે છે. એક તે જગતને આયુષ આપનારી, બીજી જગતની કર્તા, ત્રિજી જગતને પાનારી ઉવટ. ૨ ક્ષીરને સંબોધી.

૬. ૧ આ પ્રમાણે વ્રત લઇ બ્રહ્મા પસંદ કરી પાણીતું પ્રણયન કરે. આ મન્ત્ર બોલનાર અધ્વર્યુ યજ્ઞ કરવારૂપી કર્મનું પોતાનું કર્તૃત્વ ખસેડી લઈ પ્રજાપતિનું યજ્ઞકર્તૃત્વ પ્રશ્ન—ઉત્તરરૂપે મન્ત્રવાકયો વડે સાબીત કરે છે' મ. પાણીના ધારક પાત્રને સંબોધીને બોલે છે મ. 'તે' થી પ્રજાપ્રતિ સમજવાનો ૨. અગ્નિહોત્રહવણી ( અગ્નિહોત્રમાં વપરાતો મોટો હાથો ) અને સુપડાને સંબોધીને. 'વ્યાપ્તિ' સૂચિત કામોમાં વ્યાપે તે માટે. એટલે જૂદા જૂદા કર્મમાં વ્યાપાર–ઉપયોગ કરવા માટે જેમકે–અગ્નિહોત્રહવણીનો ઉપયોગ ગાડામાંથી ડાંગરને છૂટી કરી લેવા. પ્રોક્ષણ માટે પાણી લાવવા; ખાંડણીયામાં નાખવા તથા ખંડાયા પછી ઝાડકવા માટે સુપડાનો ઉપયોગ.

[1]રાક્ષસ દાઝયા. અરાતિ દાઝયા, રાક્ષસ બળ્યા, અરતિઓ બળ્યા. વિશાળ અન્તરિક્ષને અનુસરૂં છું. ૭

[1](તું) ધુરા છે, [2]હણુનારને હણુ. જે અમને હણે તેને હણુ, જેને અમે હણીએ તેને હણુ. [3](તું) દેવોનો છું–ઉત્તમ વહન કરનાર, ઉત્તમ મઢાએલો, ઉત્તમ ભરેલો, ઉત્તમ અભિપ્રેત, દેવોનો ઉત્તમ બોલાવનાર. ૮

[1](તું) પૂર્ણ છું, હવિષનું નિધાન છું. દૃઢ થા. વાંકો ન થા. તારો યજ્ઞપતિ વાંકો ન થાય, વિષ્ણુ તારા ઉપર ચઢો; વાયુ માટે[2] વિશાળ ( થા. ) રાક્ષસ દૂર થયા છે. [3]પાંચ તને પકડો. ૯

દેવસવિતાની પ્રેરણાથી, અશ્વીઓના બાહુથી, પૂષાના હસ્તોથી, તને–અગ્નિને અભિપ્રેતને–(હું) ગ્રહું છું, અગ્નિને અને સોમને અભિપ્રેતને (હું) લઉં છું. ૧૦

[1]થવાને માટે, નહિ આપવા નહિ–યજ્ઞ તરફ હું જોઉં. પૃથિવીમાં ઘર દૃઢ થાય. વિશાળ અન્તરિક્ષને અનુસરૂં છું. પૃથિવીની[2] નાભિમાં તને મૂકું છું, અદિતિના ખોળામાં. હે અગ્નિ હવ્યને રક્ષ. ૧૧

---

૭ ૧ રાક્ષસો વગેરે–અગ્નિહવણી અને સુપડાને અગ્નિ ઉપર તપાવીને બોલવાનો. કારણ એમ કરવાથી એ બે પાત્રોમાં રહેલાં યજ્ઞને પ્રતિકૂલ એવાં મલીન દુષ્ટ સત્ત્વોનો નાશ કરાય–હાંકી કહડાય છે. આને રક્ષાબન્ધન વિધિ કહે છે.

૮. ૧ વ્રીહિયુક્ત ગાડાની ધુરાને સ્પર્શ કરી કહે છે ' ગાડાની ધુરામાં કોઇ એક હિંસક અગ્નિ, ' એટલે કે મલીન સત્ત્વોને હણવાની શક્તિવાળો અગ્નિ', શાસ્ત્રપ્રમાણે, છે તેને ઉદ્દેશીને કહે છે.' મ. ૩ ગાડાના ઉંટડાને સ્પર્શ કરી ગાડાને ઉદ્દેશી.

૯. ૧ શકટને ઉદ્દેશી. ૨ વ્રીહિમાં હવાની અવરજવર થાય તે માટે વ્રીહિને ફાલી નાખતાં આ મંત્ર બોલે છે. ૩ પાંચ આંગળીઓ, મુઠીથી.

૧૦ ૧ આ મંત્ર ડાંગરની મુઠીઓ ભરતી વખતે બોલવાનો છે. હવિષને સંબોધી.

૧૧ ૧ 'થવાને–એટલે બીજો ઉપયોગ થવાને.' ગાડામાં બાકી રહેલા વ્રીહિને ઉદ્દેશી. ૨ વ્રીહિ જમીન ઉપર મૂકતી વખતે.

હે બે પવિત્રાંઓ તમે વિષ્ણુનાં છો. [4]સવિતાની પ્રેરણાથી છિદ્રવિનાના પવિત્રાથી સૂર્યના કિરણોથી તમને પવિત્ર કરૂં છું. હે દિવ્યપાણી આગળ જનારા આગળથી પવિત્ર કરનારા આજે આ યજ્ઞને આગળ લઈ જાઓ. સારી દક્ષિણા આપનાર યજ્ઞપતિને, દેવોને વાંછનાર યજ્ઞપતિને (આગળ લઈ જાઓ). ૧૨

[1]ઇન્દ્રે તમને વૃત્રના વધ માટે પસંદ કર્યા, તમે ઈન્દ્રને વૃત્રના વધ માટે પસંદ કર્યો. તમે પ્રોક્ષિત છો. અગ્નિને[2] અભિપ્રેત તને પોંખું છું, અગ્નિ અને સોમને અભિપ્રેત તને પોંખું છું. [3]દેવો માટેના કર્મ માટે શુદ્ધ થાઓ, દેવોના યાગ માટે (શુદ્ધ થાઓ), તમારાં જે અશુદ્ધ તે નાશ પામ્યાં છે; આ તમારૂં તે શુદ્ધ કરૂં છું. ૧૩

[1]ચર્મ છું. [2]રાક્ષસ દૂર થયા છે; દાન નહિ કરનારા દૂર થયા છે. અદિતિનું ચર્મ છું; અદિતિ તને પોતાનું જાણે. [3]તું અદ્રિ છું, વનસ્પતિનો બનેલો મોટી બેઠકવાળો [4]પત્થર છું. અદિતિનું ચર્મ તને પોતાનું જાણે. ૧૪

[1]અગ્નિનું શરીર છું, [2]વાચાનું વિસર્જન છું; [3]દેવોની તૃપ્તિ માટે તને ગ્રહું છું. [4]વનસ્પતિનો બનેલો તું મોટો ગ્રાવા છું. તે દેવો માટે આ હવિષને શુદ્ધ કરે, સારી રીતે શુદ્ધ કરે. [5]હવિષને કરનાર આવ, હવિષને કરનાર આવ. ૧૫

---

૧૨ ૧ પાણીને ઉદ્દેશી

૧૩ ૧ પાણીને સંબોધી. ૨ હવિષને ઉદ્દેશી કહે છે. ૩ યજ્ઞપાત્રોને ઉદ્દેશી.

૧૪ ૧ કૃષ્ણાજિનને સંબોધી. ચર્મ, મૂળમાં 'શર્મ' છે; ટીકાકારો આવો અર્થ કરે છે. મહીધર શર્મનો 'સુખહેતુ' અર્થ કરી કહે છે અજિનનું ચર્મ એ માનુષ નામ અને 'શર્મ' એ દૈવ નામ છે. ૨ ખંખેરીને કહે છે. ૩ ઉલૂખલને (ખાંડણીઆને) ઉદ્દેશી. ૪ ખાંડી નાખનાર હોવાથી.

૧૫ ૧ હવિષને ઉદ્દેશી. ૨ પાણીનાં પ્રણયન સમયે નિયમિત થએલી વાચા હવિષના આવપન સમયે છૂટી થાય. ૩ ખાંડણીયા ઉપર મૂકતી વખતે. ૪ સાંબેલાને ઉદ્દેશી. ૫ યજમાન, યજમાનપત્ની કે જે હવિષને ખાંડનાર હોય તેને પણ બોલાવે છે.

[1]તું કુકકુટ છુ—મીઠી જીભવાળો છું. અન્ન અને બલ થાય એમ બોલ. તારા વડે અમે [2]સંગ્રામને સંગ્રામને જીતીએ. [3]તું વર્ષાથી વધેલો છુ. [4]તને વર્ષાથી વધેલું પોતાનું જાણે. રાક્ષસ ઝડકાઇ [5]ગયા છે; દાન નહિ કરનારા ઝડકાઇ ગયા છે. રાક્ષસ દૂર થયા છે. વાયુ તમને [6]જૂદા કરે. હિરણ્યપાણિ દેવ સવિતા તમને છિદ્રરહિત હાથથી સ્વીકારે. ૧૬

[1]તું ધૃષ્ટ છું. [2]આમાદ્ અગ્નિને હે અગ્નિ દૂર છોડી દે[3] ક્વ્યાદ્‌ને દૂર કર. દેવયજને ( દેવો જેમાં પૂજાય છે એ અગ્નિને ) લાવો. [4]તું નિશ્ચલ છું. પૃથ્વીને દ્દઢ કર. બ્રાહ્મણને ઇષ્ટ, ક્ષત્રિયને ઇષ્ટ, બન્ધુજનને ઇષ્ટ એવા તને શત્રુના વધ માટે મુકું છું. ૧૭

હે અગ્નિ બ્રાહ્મણને સ્વીકાર. [1]તું ધારક છું. અન્તરિક્ષને દ્દઢ કર. બ્રાહ્મણને ઇષ્ટ મુકુ ઇત્યાદિ (જુઓ ૧૭) મુકું છું. [2]ધારક છું, ઘૌને દ્દઢ કર. બ્રાહ્મણને ઇષ્ટ ઇત્યાદિ મુકું છું. [3]સર્વ દિશાઓમાં તમને મુકું છું.[4]સંચિત થયા છો. ઉંચા સંચિત થયા છો. ભૃગુઓના અંગિરાના તપથી તપો. ૧૮

તું ચર્મ છું ઇત્યાદિ પોતાનું જાણે ( જુઓ ૧૪ ); [1]પર્વતી ( પર્વતની પુત્રી ) બુદ્ધિ આપનારી છું. અદિતિની ત્વચા તને પોતાની જાણે. [2]ઘૌની સ્કમ્ભની ( ટેકવી રાખનારી )

---

૧૬ ૧. 'શમ્યારૂપ યજ્ઞનું એક ઓજાર ( ખલની નીચે રાખવાના લાકડા ) ને સંબોધી. ૨. મૂળમાં **संघातम्** છે. **सम्यग् नन्यन्तेऽसुरा यत्रेति संघातो युद्धम** । મ. ૩ સૂપડાને ઉદ્દેશીને. ૪ ખાંડેલી ડાંગરને ઉપણુતી વખતે બોલે છે. ૫ ડાંગરના ફોતરાને લક્ષીને. ૬ તણ્ડુલો—છૂટા પડેલા ચોખાને કહે છે.

૧૭ ૧. ઉપવેષ ( અગ્નિ સંકોરવા માટે પલાશશાખાનો મૂળથી છેદેલા કકડાને ) લઇને કુણ્ડમાંના અંગારા બાજુ ખસેડતાં ઉપવેષને ઉદ્દેશી બોલે છે ૨. અપકવ—કાચુખાનાર લૌકિક અગ્નિ. ૩. મડદુ બાળતાં ક્વ્યને—માંસને ખાય છે તે ચિતાગ્નિ. ૪. કપાલને ઉદ્દેશી.

૧૮. ૧ બીજા કપાલને ઉદ્દેશી. ૨ ત્રિજા કપાલને ઉદ્દેશી. ૩ ચોથા કપાલને. ૪ હેવ અંગારને કપાલથી ઢાંક્તી વખતે બધાને ઉદ્દેશીને.

છું. [3]પાર્વતેયી (પર્વતીની નીચેના પત્થરની પુત્રી) બુદ્ધિ આપનારી છું. પર્વતી તને પોતાની જાણે. ૧૯

[1]તું ધાન્ય છું. દેવોને ખુશ કર. [2]તને પ્રાણ માટે, તને ઉદાન માટે, તને વ્યાન માટે. તને[3] આયુષને માટે દીર્ઘ પ્રસિતિ[4] ઉપર મૂકું છું. દેવ સવિતા ઇ. (જુઓ ૧૬) [5]ચક્ષુ માટે તને. [6]ગાયોનું દૂધ છું. ૨૦

દેવ સવિતાની પ્રેરણાથી તને અશ્વીનીઓના બે બાહુ વડે પૂષાના બે હાથ વડે તને[1] એક સાથે મૂકું છું, પાણી ઓષધિ સાથે, ઓષધિઓ રસની સાથે. રેવતીઓ જગતીની સાથે સંપર્ક પામો; મધુમતી મુધુમતીઓ સાથે સંપર્ક પામો. ૨૧

ઉત્પન્ન કરવા માટે તને[1] ભેળવું છું. આ અગ્નિનું, આ અગ્નિ-સોમનું. [2]અન્ન માટે તને. તું[3] ઉદ્દીપ્ત છું. સકલ આયુષવાળો (છું). હે વિશાળ ફેલાય એવા! વિશાળ ફેલા. તારો યજ્ઞપતિ વિશાળ ફેલાય. અગ્નિ તારી ત્વચાની હિંસા ન કરે. દેવ સવતિા તને ઉત્તમ સ્વર્ગમાં આશ્રય આપે. ૨૨

[1]બ્હીશ મા. હ્લાલીશ મા. યજ્ઞ ગ્લાનિ રહિત, યજમાનની પ્રજા ગ્લાનિ રહિત થાય. ત્રિતને માટે તને, દ્વિતને માટે તને, એકતને માટે તને. ૨૩

દેવ સવિતાની પ્રેરણાથી તને[1] અશ્વીઓના બે બાહુવડે, પૂષાના બે હાથવડે, તને અધ્વર કરનારને, દેવો માટે લઉં છું.

---

૧૯. ૧ નીચેની શિલાને ઉદ્દેશી. ૨ શમ્યાને ઉદ્દેશી. ૩ ઉપરની શિલાને ઉદ્દેશી.

૨૦. ૧ પત્થર ઉપર તંડુલને નાખતી વખતે હવિષને ઉદ્દેશી. ૨ વાટતી વખતે તણ્ડુલને ઉદ્દેશી. ૩ હવિષને ૪ કૃષ્ણાજિન, ઉ. 'કર્મસંતતિને અનુલક્ષી' એવો બીજો અર્થ પણ મ. આપે છે. ૫ હવિષને. ૬ આજ્યને.

૨૧. ૧ પીસેલાને. ૨ દેવોનું હવિષ તો જીવત્પશુ જોઇએ; ચોખા તો નિર્જીવ રહ્યાઃ આથી તેમાં સજીવત્વ મૂકવા આ બોલે છે.

૨૨. ૧ પાણી અને પીસેલા. ૨. આજ્યને. ૩. પુરોડાશને.

૨૩. ૧ પુરોડાશને ઉદ્દેશી.

ઇન્દ્રનો દક્ષિણ, હજારોને ભારે પડનાર, શતતેજવાળો બાહુ છું. તીક્ષ્ણ તેજવાળો વાયુ છું, શત્રુઓનો વધ કરનાર (છું). ૨૪

હે પૃથિવી દેવયજનિ તારી ઓષધિનું મૂલ હું ન હણું ગાયોને રહેવાના વાડમાં જા.[1] તારા માટે[2] દ્યો વર્ષે. હે દેવસવિતા જે અમારો દ્વેષ કરે, જેનો અમે દ્વેષ કરીએ તેને પૃથ્વીના અન્તભાગમાં સો પાસવડે બાંધો. અહીંથી છોડીશ નહિ. ૨૫

[1]પૃથ્વીના દેવયજન (સ્થાન) થી દૂર (ખસેડી) અરરુ[2]નો મેં વધ કર્યો. વાડામાં ઇત્યાદિ છોડીશ નહિ (જુઓ ૨૫). હે અરરુ દ્યોમાં ન જા. તારો રસ[3] દ્યોમાં ન જાય. વાડામાં ઈ. ૨૬

ગાયત્રી છન્દથી તારો[1] પરિગ્રહ કરૂં છું, ત્રૈષ્ટુભ છન્દથી તારો પરિગ્રહ કરૂં છું, જાગત છન્દથી તારો પરિગ્રહ કરૂં છું. સુંદર પૃથ્વી છું, મંગળ છું, સુખદાયી છું, સારી રીતે બેસાય એવી છું, ઊર્જ[2]વાળી છું અને પયવાળી છું. ૨૭

જેમાં અનેક યોદ્ધાઓ ફરે છે એવા યુદ્ધની પ્હેલાં હે વિરપ્શિન્[1] જીવન આપનારી પૃથ્વીને ઉંચી કરી જેને ચંદ્રમા વિષે મૂકી તેને ઉદ્દેશીને સ્વધાવડે ધીરો યજે છે. પ્રોક્ષણી પાસે મુકો. (તું) [2]દ્વેષ કરનારનો હિંસક છું. ૨૮

ઘાતક ઈત્યાદિ (જુઓ ૭). [1]અતીક્ષ્ણ છું, શત્રુઓનો ક્ષય કરનાર છું. તને વાજવાળાને (યજ્ઞને) (યજ્ઞના) વાજને પ્રોજ્જ્વલિત કરવા સાફ કરૂં છું. ઘાતક ઈત્યાદિ તને વાજવાળીને ઇત્યાદિ. ૨૯

---

૨૪ ૧ સ્ફ્ય (તરવાર) થી વેદી ઉપર પ્રહાર કરીને.

૨૫ ૧ પ્રહારથી ઉખડેલી માટી (પુરીષ) ને ઉદ્દેશી. ૨ વેદિને. ૩ પુરીષને ઉત્કર–ઉકરડા ઉપર નાખતી વખતે.

૨૬ ૧ બીજીવાર સ્ફ્યનો પ્રહાર કરીને. ૨ એ નામનો અસુર. ૩ ત્રીજી વાર પ્રહાર કરીને વેદિને ઉદ્દેશી કહે છે.

૨૭ ૧ વિષ્ણુનો. ૨ તરવારથી જમીન ઉપર ત્રણ રેખા કાડવી તેનું નામ પરિગ્રહ (સીમાબંધન). તે કરતી વખતે બોલે છે.

૨૮ ૧ **विविधं रपति वेद्यात्मकं शब्दं करोति इति विरप्शी**–વિષ્ણુના વિશેષણ તરીકે. ૨ સ્ફ્યને ઉદ્દેશી.

૨૯ ૧ સ્રુવને ઉદ્દેશી.

અદિતિને માટે રશના છું[1], [2]વિષ્ણુનું વેષ્ટન છું. [3]તને બલ માટે અહિંસિત ચક્ષુવડે તને જોઉં છું. અગ્નિની તું જીભ છું. દેવોને સારી રીતે બોલાવનાર છું. મારા ધામ માટે ધામ માટે થા–યજુષ માટે યજુષ માટે. ૩૦

સવિતાની પ્રેરણાથી ઇત્યાદિ (જુઓ ૧૨) તને[1] પવિત્ર કરૂં છું. સવિતાના ઇત્યાદિ વસુ સૂર્યના કિરણોથી તમને પવિત્ર કરૂં છું. તું તેજ છું, શુક્ર છું, અમૃત છું. ધામ છું, નામ છું, દેવોને પ્રિય, અપ્રતિહત, દેવયજન છું. ૩૧

---

૩૬

**દેવતા મન, ઋષિ આદિત્ય યાજ્ઞવલ્ક્ય, છંદ ત્રિષ્ટુભ.**

જે દિવ્ય[1] જાગતાનું દૂર ઊડે છે, તે સુતેલાનું પણ તેમ જ જાય છે. જ્યોતિઓનું દૂર જનારૂં એક જ્યોતિ ! તે મારૂં મન શિવસંકલ્પવાળું થાઓ. ૧

જેનાવડે કર્મશીલ મનીષીઓ–વિદથોમાં ધીર યજ્ઞમાં કર્મો કરે છે, જે પ્રજાઓના અંતરમાં અપૂર્વ યક્ષ છે; તે મારૂં મન શિવસંકલ્પવાળું થાઓ. ૨

જે પ્રજ્ઞાન છે અને વળી જે ચેતન અને ધૈર્ય છે, જે પ્રજાઓની અંદર અમર જ્યોતિ છે, જેના સિવાય કંઇપણ કર્મ કરાતું નથી, તે મારૂં મન શિવસંકલ્પવાળું થાઓ. ૩

જે અમૃતવડે આ ભૂત, વર્તમાન અને ભવિષ્ય બધું બરાબર ગ્રહણ કરાય છે, જેનાવડે આ સાત હોતાઓવાળો[1] યજ્ઞ કરાય છે તે મારૂં મન શિવસંકલ્પવાળું થાઓ. ૪

જેમાં ઋચાઓ, સામો, જેમાં યજુષો રથની નાભિમાં

---

૩૦ ૧ યોક્ત્રને સંબોધી. ૨ હે દક્ષિણ પાશ. ૩ આજ્યને.
૩૧ ૧ આજ્યને.

૧ મૂળમાં દૈવં છે. દેવમય જેનાવડે દેવ એટલે વિજ્ઞાનાત્માનું ગ્રહણ કરાય છે તે દૈવ. ટીકાકારો પ્રમાણે અનુવાદ " અને જે દૈવ છે."

૪ ઘણું કરીને બ્રહ્મા, ઉદ્‌ગાતા, હોતા, અધ્વર્યુ, બ્રાહ્મણાચ્છંસી, મૈત્રાવરુણ, અને પ્રતિસ્થાતા.

આશાઓની જેમ રહેલા છે. જેમાં પ્રજાનું સર્વ ચિત્ત ઓત-પ્રોત છે, તે મારૂં મન શિવસંકલ્પવાળું થાઓ. ૫

સારો સારથિ જેમ ઘોડાઓને દોરે છે તેમ જે માણુસોને દોરે છે, ( સારો સારથિ ) જેમ લગામોથી ઘોડાને ( કબજામાં રાખે છે તેમ જે માણુસોને કબજામાં રાખે છે ), હૃદયમાં રહેલું, જે ચંચલ અતિશય વેગવાળું છે તે મારૂં મન શિવસંકલ્પવાળું થાઓ. ૬

૩૭

યજુર્વેદ [ કૃષ્ણ*

[ આ અનુવાકમાં યજમાનપત્ની વિષેના મન્ત્રો છે. ]

હું તને દૂધ અને ઘી વડે સંનદ્ધ કરૂં છું. પાણી અને ઓષધિ વડે તને હું સંનદ્ધ કરૂં છું. હું તને પ્રજાવડે સંનદ્ધ કરૂં છું. તે દીક્ષા પામેલી અમને અન્ન આપે. ૧

બ્રહ્મની પત્ની બહાર આવે. ( સુંદર ) વર્ણે વેદિ ઉપર બેસે. ૨

હું ( પતિને ) અનુકૂળ ઇચ્છા કરનારી પોતાના લોકમાં અહીંયાં બેસું. ૩

સારીં પ્રજાવાળાં, સારા પતિવાળાં અમે તારી પાસે બેસીએ. હે અગ્નિ શત્રુઓને દબાવે ( અને ) કોઇથી ન દબાય એવાં ( તારી પાસે અમે ) ન દબાઇએ એવાં ( બેસીએ ). ૪

વરુણના પાસને હું છોડું છું, જે સુકેતુ

* ૩૭–૩૯ પાઠો કૃ. ય. વેદની તૈત્તિરીય સંહિતામાંથી લીધા છે.
૧ દીક્ષા સમયે પત્નીને સંનદ્ધ કરતી વેળાએ બોલવાનો.
૨ પ્રતિપ્રસ્થાતા પત્નીને શાલા તરફ લઇ જાય છે ત્યારે—
૩ પત્ની ગાર્હપત્ય પાસે જાય છે તે વેળાએ.
૪ ત્યાર પછી પત્ની જપે છે.

સવિતાએ બાંધ્યો હતો. ધાતાના જન્મસ્થાનમાં, સુકૃતના લોકમાં, પતિ સાથે મારૂં સુખ કરૂં છું. ૫

ચાલ, ઉઠ, યજ્ઞના ન્હાનાર તરફ અગ્નિ તારા આગળના ભાગને દોરે, અદિતિ મધ્યને આપો, રુદ્રથી તું છૂટી છું, યુવાન છું. હિંસા મા મા કર. ૬

વસુ, રુદ્ર, આદિત્ય, વિશ્વદેવો, તમારે માટે પગ ધોવાનું (પાણી) લઉં છું, યજ્ઞને માટે તમને પગ ધોવાના પાણીને મુકું છું. ૭–૮

તારા—સર્વના સર્વવાળાના, બળવાળાના—દેખતાં હે અગ્નિ તને ચાહનાર સર્વ વીર્યોને અનુક્રમે મૂકું છું. ૯

દેવો પાસે યજ્ઞ ગયો. દેવીઓએ દેવો માટે યજ્ઞને શેષ રાખ્યો. યજમાન સોમરસ કહાડતાં સ્વાહ કરાએલી, સમુદ્રમાં રહેલી આશિષો અનુક્રમે ગન્ધર્વને (અને પત્નીને ગન્ધર્વ જેવા પ્રિયને) પ્રાપ્ત થાઓ. પવનની પ્રેરણાએ સ્તોત્રો ગવાયાં. ૧૦

---

૩૮

[ આ અનુવાકમાં ઓષધિવાપ વિષેના મન્ત્રો છે. ]

* દેવો પહેલાં ત્રણ યુગ જે જન્મેલી ઔષધીઓ (તે) ભુખરાંઓનાં એકસોને સાત સ્થાનો હું સ્તવું છું. ૧

---

૫ ચોક્ત્રને છોડતી વેળાએ પત્ની બોલે છે.

૬ નેષ્ટા પત્નીને લઇ જાય છે તે વેળાએ પત્નીને સંબોધી બોલે છે. યજ્ઞના ન્હાનાર ઇત્યાદિ અર્થ ચોક્કસ નથી. કીથને અનુસરી અર્થ કર્યો છે. સાયણનો અર્થ જૂદો છે.

૭ ૮ વસુઆદિની સામે ઉભી રહી પત્ની પાણી લે છે અને મુકે છે.

૯ હિંકાર કર્યા પછી ઉદ્દગાતા પત્નીને જોઇ શકે એ રીતે અધ્વર્યુ આ મન્ત્રને ઉચ્ચારતો બતાવે. આનો અર્થ ચોક્કસ રીતે થતો નથી.

૧૦ આ બોલતાં પત્ની પોતા ઉપર પાણી રેડે છે. આ છેલ્લાનો અર્થ સ્પષ્ટ નથી.

* પ્હેલી ચૌદ ઋચાઓથી ઓષધિ વાવે છે. પછીની ૭ વિકલ્પ તરીકે છે.

ઋ. વે. ૧૦–૯૭. ને આ અનુવાક થોડા થોડા ફેરફાર સાથે મળતો આવે છે.

હે મા! તમારાં સો સ્થાન છે. અને તમારા હજાર અંકુરો છે. માટે હે સેંકડો શક્તિવાળી! તમે મારા આને નીરોગી કરો. ૨

પુષ્પવાળી, પ્રરોહવાળી, ફળવાળી અને ફળવિનાની વનસ્પતિઓ વિજયી ઘોડાઓની જેમ પાર પમાડે તેવી શક્તિવાળી છે. ૩

ઓષધીઓ—એટલે માતાઓ છો. તેથી તમારી–દેવીઓની–પાસે હું કહું છું. પાપને હણતી, પાપનો નાશ કરતી જાઓ. ૪

અશ્વત્થમાં તમારૂં આસન છે. પર્ણમાં તમારો વાસ કરેલો છે. તમે ખરેખર ગાયવાળાં છો શાથી જે તમે પુરુષને દાન કરો છો. ૫

પુષ્ટિને ઇચ્છતો જ્યારે હું આ ઔષધીઓને હાથમાં લઉં છું ત્યારે, પ્રાણી પકડનારાની જેમ રોગનો આત્મા આગળથી નાશ પામે છે. ૬

જ્યારે ઔષધીઓ સમિતિમાં જેમ રાજાઓ ભેગા થાય તેમ એકઠી થાય છે ત્યારે તે વિપ્ર રાક્ષસોનો હણનાર, રોગને દૂર કરનાર ભિષક કહેવાય છે. ૭

તમારી માતાનું નામ નિષ્કૃતિ (ભૂખ વગેરેને દૂર કરનાર) છે. તમે સંકૃતી (પોતાના કાર્યમાં બરાબર શક્તિવાળાં) છો. તમે પાંખોવાળી સરિતાઓ છો. જે અમને રોગ કરે તેનો નાશ કરો. ૮

તમારામાંથી એક બીજાને મદદ કરો—એક બીજાની મદદે જાઓ. તે બધી ઔષધીઓ એક મત થઈને આ મારા વચનને વધાવો. ૯

હે પુરુષ! તને પોતાને ધન આપવાની ઇચ્છાવાળી ઔષધીઓનું બળ બહાર આવ્યું છે–વાડામાંથી જેમ ગાયો. ૧૦

સર્વ વિઘ્નોને ઓળંગીને તેઓ વાડામાં ચોરની જેમ ચાલ્યાં છે. શરીરનું જે કંઇ પાપ છે તે ઓષધિઓએ દૂર કર્યું. ૧૧

જેઓ તારી જાત ઉપર ચઢયાં છે, જેઓ તારાં અંગોમાં પેઠાં છે તે ઉગ્ર મધ્યસ્થની જેમ રોગનો નાશ કરે. ૧૨

હે રોગ ! શ્યેનની સાથે, કિકિદીવિની સાથે ઉડ, વાયુની ગતિ સાથે; નિહાકાની સાથે નાશ પામ. ૧૩

અશ્વવાળી, સોમવાળી, બળ આપનારી, ઓજસ આપનારી સર્વ વનસ્પતિઓને આની સહીસલામતી માટે મેં મેળવી છે. ૧૪

જે ફળવાળી, જે ફળ વિનાની, પુષ્પ વિનાની અને જે પુષ્પવાળી તે બૃહસ્પતિવડે પ્રેરાએલી અમને પાપમાંથી મુકત કરે. ૧૫

સોમ જેનો રાજા છે એવી, પૃથ્વીમાં પેઠેલી, જે ઓષધીઓ, તેમાં તું ઉત્તમ છે. દીર્ઘ જીવનને માટે તું અમને પ્રેર. ૧૬

દ્યૌમાંથી પડતી ઓષધીઓ બોલી:—"જે પ્રાણી વિષે અમે વ્યાપીએ તે નાશ નહિ પામે." ૧૭

જે આ સાંભળે છે, જેઓ દૂર ગયેલા છે—તે બધાં ભેગાં થઇને આને ભેષજ આપો. ૧૮

---

૧૧ સર્વ વિઘ્નો ઇત્યાદિ, મૂળમાં 'પરિષ્ઠાઃ' છે. સાયણ પ્રમાણે અર્થ આમ થાય—" શરીર ઉપર રહેલી ઉદરમાં પેઠેલી સર્વ ઓષધિઓ અજીર્ણ આદિ રોગોને દબાવી દેહમાં વ્યાપી " ઇત્યાદિ. ઉપર અર્થ કીથ પ્રમાણે આપ્યો છે.

૧૩ કિકિદીવિ—' સળેખમથી ગળું રૂંધાતાં જે અવાજ થાય તેનું અનુકરણ સૂચવવા કિકિ શબ્દ છે. કિકિવડે દીવ્યતિ—એટલે વ્યવહાર કરે છે માટે કિકિદીવિ. એટલે કે એક શ્લેષ્મજન્ય રોગ; શ્યેન-પિત્તજન્ય રોગ; વાયુની ગતિ—વાયુરોગની ગતિ—વ્યાપ્તિ. નિહાકા—' જે પીડાને [illegible] ન [illegible] મર્યો-હાય [illegible]'. એવા [illegible] માણસ [illegible] છે તે.

... તમને ખોદનાર નાશ ન પામે અને જેને માટે હું તમને ખોદું છું તે (નાશ ન પામે). અમારાં બે પગાં અને ચોપગાં બધાં નીરોગી થાઓ. ૧૯

ઓષધીઓ સોમ રાજા સાથે સંવાદ કરે છે. " જેને માટે ( આપણને ) બ્રાહ્મણ કરે છે તેને હે રાજન ! પાર ઉતારીયે. " ૨૦

૩૯

[ આ અનુવાકમાં અશ્વમેધ કરનારના કવચ-સ્વીકાર આદિને લગતા મન્ત્રો છે ]*

મેઘના જેવી તેની મુખાકૃતિ થાય છે જ્યારે કવચધારી મદવાળી ( સેનાઓનાં )ના ઉત્સંગમાં જાય છે. અણવીંધાયા શરીરથી તું જીત. કવચનો તે મહિમા તારૂં રક્ષણ કરો. ૧

ધનુષવડે ગાયોને, ધનુષવડે સમરાંગણને અમે જીતીએ. ધનુષવડે અમે તીવ્ર મદવાળી (સેનાઓ) જીતીએ. ધનુષ શત્રુનું અનિષ્ટ કરે છે. ધનુષવડે સર્વ પ્રદિશાઓ જીતીએ. ૨

કહેતી હોય તેમ કાનની પાસે આવે છે. પ્રિય સખાને ભેટતી યુવતિની જેમ ધનુષ ઉપર ખેંચાતા યુદ્ધમાં પાર પહોંચાડતી આ પણછ ગણગણાટ કરે છે. ૩

મેળામાં જતી યુવતિની જેમ આચરતી ( ભેગીથતી ), તે બન્ને માતા જેમ પુત્રને તેમ ખોળામાં ( લીંને ) ધારણ કરો. અમિત્રો હણતી આ બે કોટિઓ સંપી શત્રુઓને વિંધો. ૪

* આ અનુવાક ઋગ્વેદના બે સૂક્તોની ઋચાઓનો બનેલો છે. ૧–૧૪ એ ઋ. વે. મં. ૬. સૂ. ૭૫. ની ૧–૧૪ ની બરાબર છે અને ૧૫–૨૦ ઋ.વે. મં. ૬. સૂ. ૪૭. ની ૨૬–૩૧ ની બરાબર છે.

૧ કવચ ધારણ કરતી વેળાએ. મદવાળા 'શત્રુઓ દેખાતાં' સેનાઓ હોય. કોઇનો અર્થ લેવા યોગ્ય છે.

૨, ધનુષનું ગ્રહણ કરે છે.

૩. પણછનો અભિકર્ષ કરેલ છે.

૪ ધનુષ્યની કોટિઓને ભેગી કરી બાંધી છે. [illegible]

બહુ પુત્રીઓનો પિતા, એના બહુ પુત્રો છે. સમરાંગણમાં આવી ચિચ્ચી કરે છે. પીઠ ઉપર બાંધેલું પ્રસવ પામતું ભાથું યુદ્ધોને અને સંગ્રામોને જીતે છે. ૫

કુશળ સારથી રથમાં ઉભો રહી જ્યાં જ્યાં ઇચ્છે છે ત્યાં આગળ ઘોડાઓને પ્રેરે છે. લગામના મહિમાના ગાન ગાઓ. રાસ મનને અનુસાર (ઘોડાઓને) કબજામાં રાખે છે. ૬

રથની સાથે બળમાં સ્પર્ધા કરતા, બળવાન પગવાળા અશ્વો ઘોષો કરે છે. આગલા પગોથી અરિઓ દબાવતા તે પાછા પડયા વિના શત્રુઓનો નાશ કરે છે. ૭

રથવાહન નામનું એનું હવિષ, જેમાં આયુધ મુકાયું છે (અને) એનું બખ્તર. ત્યાં શક્તિવાળા રથ ઉપર અમે હમેશાં શુભ વિચારો કરતા બેસીએ. ૮

સ્વાદવાળા વિષે બેસનારા, આયુષ આપનારા, મુશીબતમાં આશ્રય આપનારા, શક્તિવાળા, ગંભીર, વિવિધ સેનાઓવાળા, તીરના બળવાળા, હણાય નહિ એવા, છે એના કરતાં વધારે વીર, મહાન, (શત્રુઓના) સમૂહનો નાશ કરનાર પિતૃઓ, ૯

બ્રાહ્મણો, સોમને યોગ્ય પિતૃઓ; (અને) કલ્યાણકારી, અપ્રતિહત દ્યાવાપૃથ્વી અમારા (ઉપર અનુગ્રહ કરો.) પૂષા અમને યજ્ઞનાં પોષકને દુઃખમાંથી બચાવે. પાપીઓ અમારા ઉપર સત્તા ન કરે. ૧૦

---

૫ પીઠ ઉપર ભાથું બાંધે છે. યુદ્ધોને ઇત્યાદિ. મૂળમાં सङ्गाः અને समनाः શબ્દો છે. સા. પ્હેલાનો અર્થ सम्यक्प्राप्ताः એવો કરે છે. નિઘણ્ટુ ૨ ૧૭ માં બન્ને શબ્દોને સંગ્રામના પર્યાય તરીકે ગણાવેલા છે.

૬ સારથિને સંબોધી.

૭ અશ્વોને સંબોધી.

૮ રથ વાહનમાં રથ મૂકી.

૯–૧૦–૧૧ પિતૃઓની ઉપાસના.

મૃગ સુપર્ણને ધારણ કરે છે. આનો દાંત મૃગ છે, ગાયોથી મઢાયેલાં પ્રેરાતાં છુટે છે. જ્યાં નરો સામસામી દોડે છે અને પાછા દોડે છે ત્યા અમને તીરો સુખ આપો. ૧૧

હે સરળ માર્ગવાળા (તીર) અમને બચાવી લેજે. અમારૂં શરીર પત્થર થાઓ. સોમ અમારા ઉપર મહેરબાની કરે. અદિતિ અમને સુખ આપે. ૧૨

એમના સાનુ ( જેવી પીઠ ) ઉપર ફટકારે છે, એમના સાથળ ઉપર ફટકારે છે. હે ઘોડાના પ્રેરક ( ચાબુક ) ચેતનવાળા ઘોડાને સમરાંગણમાં પ્રેર. ૧૩

પણછના ઘાને રોકતો હાથની આજુબાજુ ફણાઓથી સર્પ જેમ (તે) વીંટાય છે. હસ્તઘ્ન સર્વ વસ્તુઓને જાણતો પુરુષ બધી બાજુઓથી પુરુષનું રક્ષણ કરો. ૧૪

હે વનસ્પતિ ! દઢાંગ થા. અમારો મિત્ર, પાર લઈ જનારો, સુવીર, ગાયોથી મઢાયેલો છું. અત્યંત દઢ થા. તારામાં બેસનારો જીતવાનાંને જીતે. ૧૫

દ્યોમાંથી, પૃથ્વીમાંથી એકઠું કરેલું ઓજસ છે. વનસ્પતિઓમાંથી એકઠું થયેલું બળ છે. પાણીનું ઓજસ ગાયોથી વીંટાયેલો ઇંદ્રના વજ્ર એવા રથનું હવિષથી યજન કર. ૧૬

ઇંદ્રનું વજ્ર, મરુતનો ચ્હેરો, મિત્રનો ગર્ભ, વરુણની નાભિ એવા, તે હે રથ દેવ અમારા હવિષદાનને પસંદ કરતો અમારૂં હવ્ય સ્વીકાર. ૧૭

પૃથ્વીને અને દ્યોને અવાજથી ભરી દે. અનેક સ્થાને

---

૧૨ પોતાની જાતને ઉદ્દેશીને.

૧૩ ઘોડાનો ચાબુક લે છે.

૧૪ હસ્તઘ્નને સંબોધી હસ્તઘ્ન એટલે હાથનું રક્ષક.

૧૫—૧૯ રથને સંબોધી.

રહેલું જગત તે જાણે. તે હે દુંદુભિ, ઇંદ્ર અને દેવતાઓ સાથે મળી શત્રુઓને દૂરમાં દૂર લઇ જા. ૧૮

ગર્જના કર. અમારામાં બળ, ઓજસ મુક. દુઃખને દૂર કરતો ગર્જના કર. હે દુંદુભિ! કમનસીબને અહીંથી દૂર કર. તું ઇંદ્રની મુષ્ટિ છું. દઢ થા. ૧૯

પેલાઓને આ બાજુ હાંક આમને આમ મોકલ. સૂચન થાય એ રીતે દુંદુભિ વાગે છે. અશ્વ—પાંખોવાળા અમારા નરો સંચરે છે. હે ઇંદ્ર! અમારા રથીઓ જય પામો. ૨૦

---

૨૦ દુન્દુભિ વગાડે છે.

અથર્વવેદ કા. ૧ સૂ. ૧ ].

**દેવતા વાચસ્પતિ, ઋષિ અથર્વા, છંદ અનુષ્ટુભ ૪. ચતુષ્પદા વિરાટ્ ઉરોબૃહતી.**

સર્વ રૂપો ધારણ કરતાં જે ત્રિસપ્ત પરિભ્રમણ કરે છે, તેઓનું બળ વાચસ્પતિ આજે મારા શરીરને અર્પો. ૧

હે વાચસ્પતિ ! ન મનો દેવ સાથે ફરીથી આવો. હે વસુપતિ ! પ્રસન્ન થાઓ. શ્રુત મારામાં જ રહો મારામાં. ૨

અહીંઆં જ વિતત થા પણછવડે ધનુષની બે કોટિઓની જેમ; મારામાં જ વાચસ્પતિ નિયત કરે. શ્રુત મારામાં જ રહો મારામાં. ૩

વાચસ્પતિને પાસે બોલાવ્યો; અમને વાચસ્પતિ પાસે બોલાવે. અમે શ્રુતથી સંયુક્ત થઇએ. શ્રુતથી અમને છુટા મા પાડો. ૪

---

૧ ત્રિસપ્ત.—આ સંખ્યાથી શું ઉદ્દિષ્ટ છે તે ચોક્કસ નથી. સાયણે અનેક અર્થો આપે છેઃ 'ત્રિસપ્ત' સમાસના 'ત્રણ અથવા સાત ભાવો' એ રીતે એક અર્થ કરે છે. ત્રણ એટલે પૃથ્વી, અંતરિક્ષ, દ્યૌ એ ત્રણ લોકો, તેઓના અધિષ્ઠાતા અગ્નિ, વાયુ અને આદિત્ય; અથવા ત્રણ ગુણો—સત્ત્વ, રજસ અને તમસ, અને બ્રહ્મા, વિષ્ણુ અને મહેશ્વર ઇત્યાદિ જે કોઈ ત્રણ છે તે બધા ત્રિ–શબ્દથી વિવક્ષિત છે. સાત એટલે સાત ઋષિઓ, સાત ગ્રહ, સાત મરુદ્ગણો, અને સાત છંદો વગેરે જે સાત છે તે સપ્ત શબ્દથી ઉદ્દિષ્ટ છે. અથવા ફક્ત ત્રણ અને સાત. અથવા એકવીસઃ- સાત દિશાઓ, હોતા વગેરે વષટ્ કરનારા સાત ઋત્વિજો અને સાત આદિત્યો; અથવા સાત સિન્ધુ, સાત લોક, સાત દિશાઓ; અથવા સાત ગ્રહ, સાત ઋષિઓ, સાત મરુદ્ગણો; અથવા આ રીતે એકવીશ =૧૨મહીના+૫ઋતુઓ+૩લોકો+૧આદિત્ય; અથવા શરીરાત્મક ૫ મહાભૂત+૫પ્રાણ+૫જ્ઞાનેન્દ્રિય+૧અંતઃકરણ=૨૧ આ રીતે કહેલા એકવીસ દેવો પ્રતિદિન, પ્રતિવર્ષ, પ્રતિકલ્પ, પ્રતિશરીર ગમનાગમન કરે છે.

૪૧

દેવતા દ્યાવાપૃથિવી, ઋષિ બ્રહ્મા, છંદ અનુષ્ટુભ ૨ કકુમ્મતી.

હે મનુષ્યો ! આ જાણો. તે મહત્ બ્રહ્મને કહેશે. જેના વડે વનસ્પતિઓ શ્વાસ લે છે તે પૃથ્વીમાં નથી સ્વર્ગમાં નથી. ૧

એમનું સ્થાન થાકીને બેઠેલાઓની જેમ અંતરિક્ષમાં છે, આ ભૂત (જે કાંઇ હયાત છે તેનો) નો આધાર છે. વિધાતાઓ તે જાણતા હોય કે ન જાણતા હોય. ૨

કંપતાં દ્યાવાપૃથ્વી અને ભૂમિ (તમે) જે ઘડયું તે આજે સર્વદા આર્દ્ર છે, સમુદ્રના સ્રોતોની જેમ. ૩

એક વિશ્વને ઘેરીને રહેલું છે; તે બીજામાં આશ્રય લઇને રહેલું છે. દ્યૌને અને સર્વવિત્તવાળી પૃથ્વીને મેં નમસ્કાર કર્યા. ૪

વ્હીટની 'ત્રિંસમ' અચોક્કસ સંખ્યાના અર્થમાં-ડઝન અથવા કોડીના અર્થમાં લે છે; 'શ્રુત' ને તે શ્રુતિ અર્થમાં લઇ તેનો અર્થ શ્રુતિના એટલા વર્ણો એવો બીજો અર્થ પણ આપે છે; અથવા શ્રુતનો અર્થ શ્રવણેન્દ્રિય લઇ 'નાના મોટા વંદુકસ્ત શ્રોતાઓ' એવો પણ અર્થ [illegible]પે છે.

૧ મહત્ બ્રહ્મ. 'મહત્ત્વગુણયુક્ત બ્રહ્મનું પ્રથમ કાર્ય—પાણી' સાયણ. mystery ( ગૂઢતત્ત્વ ) વ્હીટની.

૩ દ્યાવાપૃથ્વી ઇ. સાયણ આને સંબોધન તરીકે લઇ 'निरत-क्षतम्' સાથે સંબંધ જોડે છે. પણ સ્વર આ અર્થને અનુકૂળ નથી. વ્હીટની 'अतक्षतम्' ને સ્થાને 'अतक्षता' પાઠ કલ્પે છે. પણ વેદમાં અનેક વાર બને છે તેમ અહીંઆં કર્તા પ્રથમામાં મૂકી ક્રિયાપદ ત્રીજા પુરુષમાં અને બીજા [illegible]માં મૂક્યું છે. એટલે મેં એ રીતે તરજુમો કર્યો છે.

૪. એક વિશ્વને ઇ. [illegible]ઓ. આમાં મહેલા પાઇનો જે પાઠ છે ત[illegible] નથી, તે સાયણના અનેક વિકલ્પો અને [illegible] પાઠ લઇ અર્થ [illegible] પાઠ આ [illegible]

## ૪૨

**દેવતા બ્રહ્મા, ઋષિ વેન, છંદ ત્રિષ્ટુભ ૩ જગતી.**

વેને ગુહાની અંદર જે પરમ છે તે જોયું, જ્યાં આ બધું એકરૂપ થાય છે. આ પૃશ્નિએ દોહ્યું. જન્મ પામતા, સ્વર્ગને જાણનારા, સમૂહોએ સ્તુતિ કરી. ૧

ગુહામાં જે પરમ ધામ છે તેને અમૃતનો જાણનાર ગંધર્વ કહે. એના ત્રણ પદ ગુહામાં મૂકાએલા છે. જેણે તે જાણ્યા તે પિતાઓનો પિતા થાય. ૨

તે અમારો પિતા છે, જનક છે, અને બંધુ છે, ધામોને, સમગ્ર વિશ્વોને જાણે છે દેવોને જે એક નામદાતા છે તેને સર્વ ભુવનો પૂછવા જાય છે. ૩

હું તુરત જ દ્યાવાપૃથ્વીની આજુબાજુ ફરી વળ્યો; ઋતના પ્રથમ જન્મેલાની પાસે આવ્યો. વક્તામાં વાચાની જેમ ભુવનની અંદર રહેલો આ સર્જનઉત્સુક છે, આ અગ્નિ જને ! ૪

સર્વ ભુવનોને ફરી વળ્યો, અમૃતના ફેલાયેલા કોઇ તંતુને જોવા; જ્યાં દેવો અમૃતને ભોગવતા સમાન સ્થાન વિષે (પોતાને) પ્રેરે છે. ૫

---

## ૪૩

**દેવતાઓ અનેક, ઋષિ ભારદ્વાજ, છંદ ત્રિષ્ટુભ, ૨ જગતી, ૭—૮ અનુષ્ટુભ.**

દ્યાવાપૃથ્વી, વિશાળ અંતરિક્ષ, ક્ષેત્રની પત્ની, અદ્ભુત વિશાળ પગલાં ભરનારો, અને વળી વાયુથી રક્ષિત વિશાળ અંતરિક્ષ હું* તપતાં તે અહીંઆં તપો. ૧

---

૧. વેન. આદિત્ય અથવા પર્જન્યાત્મક મધ્યમસ્થાન દેવતા સાયણ. વ્હીટની 'કામના કરતો' એવો અર્થ સૂચવે છે. પૃશ્નિ—'દ્યૌ અને આદિત્યનું સામાન્ય નામ સાયણ. 'Spotted one'—'ટપકાંવાળી' (ગાય) વ્હીટની. જન્મતા. મૂળમાં જાયમ નાઃ પાઠને જાયમાન માં ફેરવી વ્હીટની તેનો 'જન્મેલી' એવો અર્થ કરી પૃશ્નિના વિશેષણ તરીકે લે છે.

૨ સરખાવો શિશુઆંગિરસની આખ્યાયિકા. પૃ. ૧૭૧

* ભાષ્ય પ્રમાણે ભાવાર્થ એવો છે કે આમાં જણાવેલા લોકો અને

હે દેવતાઓ તમે જે યજ્ઞિય છો તે આ સાંભળો. મારા માટે ભરદ્વાજ મંત્રો બોલે છે. જે અમારૂં આ મન દુભવે તે* પાશમાં બંધાઈ દુઃખમાં પડો. ૨

હે ઈન્દ્ર સોમપ ! આ સાંભળ; શાથી જે હું તને દાઝતા દીલે બોલાવું છું: જે આ અમારૂં મન દુભવે તેને હું કુહાડીથી જેમ ઝાડ કપાય તેમ કાપી નાખું. ૩

એંશી અને ત્રણ સામગ, આદિત્યો, વસુઓ અંગિરસોની સાથે અમારા પિતૃઓનું ઇષ્ટાપૂર્ત અમારૂં રક્ષણ કરો. આને હું દેવી કોપ વડે પકડું. ૪

હે દ્યાવાપૃથ્વી ! મારા ઉપર ધ્યાન રાખો. હે વિશ્વદેવો મારી પછવાડે તમે તૈઆર થાઓ. હે અંગિરસો ! હે સોમપાનને યોગ્ય પિતાઓ ! અનિષ્ટનો કરનારો પાપને પામો. ૫

હે મરુતો જે (પોતાને) અમારા કરતાં ચઢીઆતો માને છે, અથવા જે અનુષ્ઠાન પામતા બ્રહ્મને નિન્દે છે તેને માટે પાપો દાહક થાઓ, દ્યૌ બ્રહ્મદ્વેષીને બધી બાજુથી દહો. ૬

---

તેમના અધિષ્ઠાતાઓ હું આ અભિચાર કર્મમાં ઉપવાસ વગેરે દુઃખ અનુભવું છું ત્યારે તેઓ પણ સંતપ્ત થાય, એટલે કે હું જેમ શત્રુનો નાશ કરવા ઉદ્યોગી છું તેમ તેઓ પણ થાય.

૨ * તે–શત્રુ જેનો નાશ કરવાને માટે અભિચારકર્મ કરવાનું છે.

૩ દાઝતા–મૂળમાં ' शोचता ' છે. ' શોકાર્ત ' સાયણ. વ્હીટની ' Burning ' એવો અનુવાદ કરે છે. ' દાઝતા ' શબ્દ ધાત્વર્થ અને ' દીલગીર થતા ' એ બંને અર્થ સૂચવે છે.

૪. એંશી—ભાષ્ય પ્રમાણે એંશી તૃચાઓ સાથે અથવા તે તૃચાઓથી પ્રતિપાદિત ઇંદ્રદેવતા સાથે.

લુડ્વીગ सामगोभिः ને બદલે सोमपेभिः એવો સુધારો સૂચવે છે. જુઓ ગ્રીફીથ અથર્વવેદ વો. ૧. પૃ. ૫૬ ફુટનોટ ૪.

કોપ–મૂળમાં 'हरसा' શબ્દ છે. ભાષ્યકાર ' हरस् ' ક્રોધના પર્યાય તરીકે લે છે. ગ્રીફીથ અગ્નિ એવો અર્થ કરે છે. વ્હીટની ધાત્વર્થસૂચક ' Seizure ' ' ગ્રહણ ' એવો અર્થ કરે છે.

પકડું–' आदधे ' નો અર્થ ભાષ્યકાર निगृह्णामि એવો કરે છે.

તારા સાત પ્રાણ, આઠ નાડીઓ બ્રહ્મવડે કાપું છું. અલંકૃત થઇ અગ્નિદૂતવાળો યમના સદનમાં જઇશ. ૭

પ્રદીપ્ત આગ્નમાં તારા પદને મુકું છું. અગ્નિ શરીરમાં વ્યાપો. વાણી પણ પ્રાણને પામો. ૮

---

## ૪૪

દેવતા અગ્નીષોમ (પતિવેદન), છંદ ૧ ભુરિક્, ૨ ૫—૭ અનુષ્ટુભ, ૮ નિચૃત્પુરોષ્ણિક, બાકીનાની ત્રિષ્ટુભ.

હે અગ્નિ! અમારી શુભ ભાવનાને સગાઇ કરનાર પામે, આ કુમારી પાસે અમારા સૌભાગ્ય સાથે તે આવે. વરનારાઓમાં પ્રિય થએલી, સંમેલનોમાં સુંદર એને પતિ સાથે તાત્કાલિક સૌભાગ્ય થાઓ. ૧

ભાગ્ય સોમને પ્રિય, બ્રહ્મને પ્રિય, અર્યમાથી પુષ્ટ થએલું છે; ધાતા દેવના સત્યથી હું પતિવેદન કરૂં છું. ૨

હે અગ્નિ! આ નારી પતિને પામો, શાથી જે સોમ રાજા સૌભાગ્યવાળી કરે છે. પુત્રોને જન્મ આપતી તે મહિષી થાય. પતિને પામીને સૌભાગ્યવાળી વિરાજો. ૩

હે મઘવન્! જેવી રીતે આ સુંદર વાસ (બખોલ) મૃગોને વહાલો અને સારી રીતે રહેવા લાયક થયો તેમ આ નારી પ્રિય પતિ સાથે બેદિલી કર્યા વિના ભગને પ્રિય થાઓ. ૪

---

૭ નાડી—'मन्यः' વેબર मज्ञः પાઠ સ્વીકારી તેનો અર્થ મજ્જા કરે છે.

૮ પદ-'છિન્ન પર્ણ સાથે પદપાંસુ' સા. track-માર્ગ વ્હીટની.

૧ તાત્કાલિક'-ओषम्' સાયણ 'સુખકર' એવો અર્થ કરે છે.

૨ પતિ પ્રાપ્ત થાય એવો અભિચાર કરૂં છું.

૪. સારી રીતે રહેવા લાયક—सुषदाः; વ્હીટની મૃગોના વિશેષણ તરીકે લઇ 'સારી રીતે બેઠેલા પશુઓ' એવો અર્થ કરે છે. બેદલી કર્યા વિના—अविराधयन्ती; ભાષ્યમાં अभिरा [illegible] न्ता પાઠ લઈ અર્થ કર્યો છે.

ભગના પૂર્ણ અવિનાશી નાવ ઉપર ચઢ. તેનાવડે જે વર ઇચ્છયો છે તેને આ પાસ ઉતાર. ૫

હે ધનપતિ! બોલ, વરને આપાસ મનવાળો કર. જે વર ચાહેલો છે (તે) સર્વને દક્ષિણ કર. ૬

આ હિરણ્ય, ગુગળ, ઔક્ષ અને આ ભગ—એમણે ચાહેલાને મેળવવા માટે તને પતિઓને આપી. ૭

તને સવિતા દોરે, જે ચાહેલો છે તે પતિ દોરે. હે ઓષધિ તું આને (આ) આપ. ૮

---

૪૫

**દેવતા અનેક અથવા અગ્નિ, ઋષિ અથર્વા, છંદ ૩ ચતુષ્પદા ભુરિક્પંક્તિ, ૫, ૬ અનુષ્ટુભ, બાકીનાની ત્રિષ્ટુભ.**

તે આરડે છે. હે અગ્નિ! તે અહીંઆં પોતાનાનો પાલક થાય. વિશાળ દ્યાવાપૃથ્વીને પહોળાં કર. સર્વસંપત્તિવાળા મરુતો તને જોડો. હવિષ આપ્યું છે તેવા આને નમસ્કાર સાથે આમ લાવ. ૧

રાતાં ઇન્દ્રને દૂર હોય તોપણ વિપ્રને મૈત્રી માટે આ બાજુ વાળે; શાથી જે દેવોએ એને સૌત્રામણીવડે ગાયત્રી બૃહતી અને સ્તુતિ ધર્યા છે. ૨

પાણીમાંથી તને રાજા વરુણ બોલાવે; પર્વતોમાંથી તને સોમ બોલાવે; આ લોકોમાંથી તને ઇંદ્ર બોલાવે; શ્યેન થઇને આ લોકો વિષે તું ઊડી આવ. ૩

શ્યેન બોલાવા યોગ્યને, પરસ્થાનમાં રૂંધાએલાને, ફરતાને દૂરથી આમ લાવે. અશ્વિઓ તારા આ રસ્તાને સુગમ કરો. હે ભાયાતો! આની આજુબાજુ રહો. ૪

તને પ્રતિસ્પર્ધીઓ બોલાવે. મિત્રોએ (તને) તેઓની

---

૨. રાતાં 'અ ચાસઃ' 'દીપ્યમાન ઋત્વિજો' સાયણ, 'રાતા ઘોડાઓ' વેબર બ્લુમફીલ્ડ અને ગ્રીફીથ, સોમ લુડવીગ.

વિરુદ્ધ પસંદ કર્યો છે. ઇંદ્ર, અગ્નિ, વિશ્વદેવોએ લોકમાં તારૂં ક્ષેમ રાખ્યું છે. ૫

તારા કહેણુની વિરુદ્ધ—જે ભાયાત બોલે અને જે બ્હારનો, તેને હે ઈંદ્ર ! દૂર કરીને આને અહીંઆં લાવ. ૬

---

## ૪૬

**દેવતા ઈન્દ્ર, ઋષિ અથર્વા, છંદ ૧ જગતી, ૪ ૫ ભુરિક, બાકીનાની ત્રિષ્ટુભ.**

રાષ્ટ્ર તારી પાસે આવ્યું. વર્ચસ સાથે પૂર્વમાં ઉદિત થા. લોકોનો તું એકરાટ્ પતિ વિરાજ. તને હે રાજન્ ! બધી પ્રદિશાઓ બોલાવે. અહીંઆં સેવા અને નમસ્કાર યોગ્ય થા. ૧

તને પ્રજાઓ રાજ્ય માટે વરો, તને આ પ્રકાશમાન પાંચ પ્રદિશાઓ ( વરો). રાષ્ટ્રના શરીર ઉપર કકુદ્ વિષે તું બેસ. ત્યાંથી ઉગ્ર (થઇ) અમને ધન વહેંચી આપ. ૨

બોલાવનાર ભાયાતો તારા તરફ આવે. અગ્નિ વેગવાન દૂત તરીકે સંચરે છે. સ્ત્રીઓ અને પુત્રો શુભમનવાળાં થાઓ. ઉગ્ર (થઇ) તું બહુ બલિને જો. ૩

પ્રથમ અશ્વિકુમારો, મિત્રાવરુણ બંને, વિશ્વદેવો, મરુતો તને બોલાવો. પછી વસુનું દાન કરવાને મન કર. તે પછી ઉગ્ર (થઇ) અમને ધન વહેંચી આપ. ૪

અતિ દૂરથી આ બાજુ આવ. દ્યાવાપૃથ્વી બંને તને કલ્યાણકારી થાઓ. આ રાજા વરુણ તે પ્રમાણે કહે છે. તે તને બોલાવે છે. તેથી તું આ બાજુ આવ. ૫

---

૬. બ્હારનો—निष्ट्यः—'નીચ, નિકૃષ્ટબલ' સાયણ.

૧. પૂર્વમાં—प्राङ्, સાયણ 'પ્હેલો લોકોનો પતિ થઇ' ઇત્યાદિ અર્થ કરે છે. વ્હીટની ટીપ્પણમાં સૂચવે છે એ પ્રમાણે ' प्राङ् ' શબ્દ સૂર્ય સાથે સરખામણી વધારે સ્પષ્ટ કરવા મૂકેલો છે. એટલે એનો અર્થ અહીંઆં પૂર્વમાં કર્યો છે.

૫. તેથી. છેવટના 'स्वः' નો વ્હીટનીને અનુસરી અર્થ કર્યો છે.

હે ઇંદ્ર ! ઇંદ્ર ! માનવી (પ્રજા) તરફ આવ. વરુણો સાથે એકમત થતો તું કબુલ થયો છું. તે તને પોતાના સદનમાં બોલાવે છે. તે દેવતાઓને પૂજે છે. તે પ્રજાઓને સુવ્યવસ્થિત કરે છે. ૬

સંપત્તિવાળા માર્ગો અનેક રીતે વિવિધરૂપવાળા બધા એકઠા થઇને તારા માટે મોકળાશ કરો. તે બધા એકમત થઇ તને બોલાવે. અહીંઆં શુભચિત્તથી ઉગ્ર (થઇ) આયુષની દશમી અવસ્થા ભોગવ. ૭

---

## ૪૭

દેવતા ઈન્દ્રાગ્નિ, ઋષિ અથર્વા, છંદ ત્રિષ્ટુભ ( અપવાદ માટે જુઓ મૂળ પૃ. ૧૪૨).

વણિક ઈન્દ્રને હું પ્રેરૂં છું. તે અમારી પાસે આવે. અમારો અગ્રેસર થાય. શત્રુને, વાટપાડુને, રાની પશુને હાંકી કાઢતો તે ઈશ્વર મને ધન આપનાર થાઓ. ૧

દ્યાવાપૃથ્વીની વચમાં દેવોને જવાના જે અનેક રસ્તાઓ સંચરે છે તે મને દૂધ અને ઘી વડે સેવો, જેથી હું વેચીને ધન લાવું. ૨

હે અગ્નિ ! ઇચ્છાવાળો હું વેગ માટે, બલ માટે, ઈન્ધનવડે અને ઘીવડે હવ્ય અર્પું છું; સેંકડોગણું (ધન) મેળવવા બ્રહ્મવડે વન્દતો, શક્તિઅનુસાર, આ દિવ્યભાવના (અર્પું છું). ૩

---

૬. આ મન્ત્રનો અનુવાદ અનિશ્ચિત છે. તેનો પાઠ ભ્રષ્ટ હોય એમ વ્હીટની વગેરે વિદ્વાનો માને છે. તેઓ પોતપોતાને ઉચિત લાગ્યા એવા ફેરફારો કરી અનુવાદ કરે છે. ભાષ્યનો અર્થ પણ સંતોષકારક નથી. ઉપરનો અનુવાદ બ્લુમફીલ્ડને અનુસરી કર્યો છે.

વરુણો સાથે. વેબર 'વરુણ' ને 'વરણ' એટલે ચુંટનાર (elector)ના અર્થમાં લે છે. વ્હીટની 'વરુણ' ને 'વર્ણ' કલ્પી અનુવાદ કરે છે. આના ઉપર વિસ્તૃત ટિપ્પણી માટે જુઓ વ્હી. અ. ભા. ૧ પૃ૦ ૯૦ હા. ઓ. સી.

હે અગ્નિ, અમે જે માર્ગ ઉપર દૂર આવ્યા છીએ (તેમાં થએલી) હિંસા અમને માફ કરજે. સાટું, વેચાણ અમને લાભદાયી થાઓ. સામું સાટું મને ફળવાળો કરો. તમે બન્ને મળીને આ હવ્યને સેવો. અમને સુખ થાઓ અને અમારી પ્રવૃત્તિ અને ઉત્થાન સુખદાયી થાઓ. ૪

હે દેવો ધનથી ધનને ઇચ્છતો જે ધનવડે સાટાં કરૂં છું તે મારૂં બહુ થાઓ, ઓછું નહિ. હે અગ્નિ! લાભની હાનિ કરનારા દેવતાઓને બલિદાનવડે રોક. ૫

હે દેવો! ધનવડે ધનને ઇચ્છતો જે ધનથી હું સાટું કરૂં છું તેમાં ઇંદ્ર મારા માટે રુચિ મૂકો, પ્રજાપતિ, સવિતા, સોમ અગ્નિ (રુચિ મૂકો). ૬

હે વૈશ્વાનર હોતા, અમે તારી પાસે નમસ્કાર કરતા આવી સ્તુતિ કરીએ છીએ. તે (તું) અમારી પ્રજા વિષે, ગાયો વિષે, પ્રાણ વિષે જાગતો રહે. ૭

બધા દિવસોમાં સદૈવ, હે જાતવેદા! તારા અર્થે, ઊભા રહેલા અશ્વને જેમ, (બલિ) અર્પીએ. ધનની વૃદ્ધિથી, અન્નથી આનંદ કરતા અમે તારા પાડોશીઓ નાશ ન પામીએ. ૮

---

## ૪૮

દેવતા ચન્દ્રમા (સાંમનસ્ય), ઋષિ અથર્વા, છંદ ૫ વિરાજ્જગતી, ૬ તારપંક્તિ, ૭ ત્રિષ્ટુભ, બાકીનાની અનુષ્ટુભ.

હું તમારૂં સહૃદય, સાંમનસ્ય અવિદ્વેષ કરૂં છું. અન્યોન્યને આનંદ આપો—જન્મેલા વાછરડાને જેમ દુઝણી ગાય. ૧

પુત્ર પિતાનો અનુવ્રત (થાઓ), માતા સાથે સમાનમનવાળો થાય. સ્ત્રી પતિને મીઠી સુખવાળી વાણી બોલો. ૨

ભાઈ ભાઇનો દ્વેષ ન કરે, બેન બેનનો ન કરે. સંપ કરીને સમાન કાર્યોવાળાં થઈ ભલી રીતે વાણી બોલો. ૩

---

૪. તમે બન્ને—ઇંદ્ર અને અગ્નિ.

જેને લઇને દેવો છુટા ન પડે અને પરસ્પર દ્વેષ ન કરે તે બ્રહ્મ—પુરુષો માટે સમાનબુદ્ધિ (કરનારૂં)–અમે તમારા ઘરમાં કરીએ છીએ. ૪

વડીલોથી યુક્ત, સમજુ, સાથે સિદ્ધિ કરતા, સમાન ધુંસરીએ ફરતા છુટા ન પડો. એક બીજા સાથે મીઠું બોલતા આવો, તમને સંપીલા, સમાન–મનવાળા કરૂં છું. ૫

તમારૂં પીવાનું સમાન થાઓ, અન્નભાગ સાથે થાઓ. તમને હું સમાન જોતરે જોડું છું. નાભિની આજુબાજુ આરાની જેમ સાથે મળીને અગ્નિને સેવો. ૬

તમને સંપીલાઓને હું સમાન મનવાળા કરૂં છું, સંવનનથી સર્વને એક ટોળીવાળા (કરૂં છું). અમૃતનું રક્ષણ કરતા દેવો જેવા (થાઓ;) સાંજ સવાર તમારૂં સૌમનસ્ય થાઓ. ૭

## ૪૯

**દેવતા ચન્દ્રમા આપ (રાજ્યાભિષેકને લગતુ), ઋષિ અથર્વા–આંગિરસ, છંદ ૧, ૭ ભુરિક્ ત્રિષ્ટુભ, ૩ ત્રિષ્ટુભ, ૫ વિરાટ્પ્રસ્તારપંક્તિ, બાકીનાની અનુષ્ટુભ.**

ભૂત ભૂતોમાં પય મૂકે છે. તે ભૂતોનો અધિપતિ થયો. મૃત્યુ તેના રાજસૂયમાં જાય છે; તે રાજા આ રાજ્યને અનુમત થાય. ૧

(સિંહાસન) તરફ જા. ખરાબ વાંછીશ મા. ઉગ્ર, જ્ઞાતા, શત્રુઓનો નાશ કરનાર (થઇ) હે મિત્રોને બઢાવનાર! આરોહણ કર. દેવો તારી તરફેણમાં બોલ્યા છે. ૨

---

૭ અમૃતનું ઇત્યાદિ. સા. નો અર્થ જરા જુદો છે.

૧ ભૂત—'સમૃદ્ધ' 'અભિષેકથી ઐશ્વર્ય પ્રાપ્ત કર્યું છે એવો', ભૂતોમાં 'સમૃદ્ધ જનપદોમાં અથવા સ્વામી અમાત્ય આદિ પ્રકૃતિ જનોમાં, ભૂતોનો 'પ્રાણીઓનો' સાયણ.

મૃત્યુ—'ધર્મરાજ' સાયણ. વ્હીટની રાયને અનુસરી મૃત્યુના ઉલ્લેખથી એમ સમજે છે કે એથી જે રાજાનો અભિષેક કરવાનો છે તેના પૂર્વજની અનુમતિ ઇચ્છી છે.

આરૂઢ થતાની આજુબાજુ બધા ઉભા રહ્યા. શ્રીને ધારણ કરતો પોતાના પ્રકાશથી વિચરે છે. જોરાવર પ્રાણુવાનનું (અસુરનું) તે મહાન નામ છે. સર્વરૂપવાળો અમૃતો ઉપર આરૂઢ થયો. ૩

વ્યાઘ્રચર્મ ઉપર વાઘ; મોટી દિશાઓમાં પરાક્રમ કર. તને સર્વ પ્રજાઓ વાંછો, દિવ્ય પયવાળાં પાણી વાંછો. ૪

જે દિવ્ય પાણી અંતરિક્ષમાં અને વળી પૃથ્વીમાં પયથી મહાલે છે તે બધા પાણીના વર્ચસથી હું તારો અભિષેક કરૂં છું. ૫

દિવ્યપયવાળાં પાણીએ તારો અભિષેક કર્યો. જે રીતે તું મિત્રને વધારનારો થાય તેવો સવિતાએ તને કર્યો. ૬

આ રીતે વ્યાઘ્રને ભેટતાં તે (પાણી) મહાન્ સૌભાગ્યને માટે સિંહને પ્રેરે છે. સારાં (પાણી) ઉભાં રહેલ સમુદ્રને જેમ તેમ પાણીની અંદર દ્વિપીને સાફ કરે છે. ૭

---

## ૫૦

દેવતા વરુણ, ઋષિ બ્રહ્મા, છંદ ૧ અનુષ્ટુભ, ૫ ભુરિક, ૭ જગતી, ૮ ત્રિપદા મહાન બૃહતી, ૯ વિરાટ્ ત્રિપાદ્‌ગાયત્રી, બાકીનાની ત્રિષ્ટુભ.

આ નો મહાન અધિષ્ઠાતા નજીકથી જાણે જુએ છે. (પોતાને) જે ચુપકીથી ફરતો માને છે તે બધુ દેવો જાણે છે. ૧

જે ઉભો છે, ફરે છે, જે વાંકો ચાલે છે, જે નીચે પડી ચાલે છે, જે ચુપકીથી ચાલે છે, બે જણા એકઠા બેસી જે વિચાર કરે છે—તે (બધું) ત્રીજો વરુણરાજા જાણે છે. ૨

---

૩ બીજી લીટીમાં ઈંદ્રનો ઉલ્લેખ દેખાય છે. ઈંદ્ર એ રાજાઓનો પ્રતિનિધિ છે.

૭ આનો અર્થ સ્પષ્ટ નથી. વ્હી. ને અનુસરી અર્થ કર્યો છે. દ્વિપી એટલે દીપડો.

૨ ચુપકીથી—'प्रतङ्कम्' 'defiantly ગર્વથી' વ્હીટની.

આ ભૂમિ વરુણ રાજાની છે, અને આ દૂર દૂર છેડાવાળી દ્યો; વળી બે સમુદ્રો વરુણની કુક્ષિઓ છે, અને વળી આ થોડાક પાણીમાં (તે) રહેલો છે. ૩

વળી જે દ્યોને ઓળંગી જાય તે વરુણ રાજાના પાશથી છૂટવાનો નથી; એના ચારો દ્યૌથી અહીંઆ (પૃથ્વી ઉપર) ફરે છે, હજાર આંખવાળાઓ પૃથ્વીની પેલી પાર જુએ છે. ૪

વરુણ રાજા તે બધું જુએ છે, જે દ્યાવાપૃથ્વીની વચમાં છે અને જે પેલી પાર છે; જનોનાં (આંખના) પલકારા એનાં ગણેલાં છે; જુગારી જેમ પાસાને તેમ તે તે (બધાને) સ્થિર કરે છે.૫

હે વરુણ તારા જે સાત સાત ત્રણ રીતે છૂટા પડેલા દેદીપ્યમાન પાશો પડેલા છે તે બધા જે અનૃત બોલે તેને બાંધે, જે સત્યવાદી છે તેને તેઓ છોડી દે. ૬

હે વરુણ સો પાશ વડે આને બાંધ; હે નૃચક્ષસ્ ! અનૃત બોલનાર તારાથી ન છૂટી જાય, દુષ્ટ માણસ પેટ લટકતું મુકીને આજુબાજુથી કપાતો બન્ધ વિનાના કુલ્લાની માફક બેસે. ૭

---

૫. આંખના પલકારા ઇત્યા. **निमिषः** 'પ્રાણીઓનાં **निमिष**-નિમષણ વ્યાપારનો-એટલે કે આંખના પલકારાથી ઉપલક્ષિત સાધુ અસાધુ કર્મનો 'સંખ્યાતા' એટલેકે પરિમાણવિતા-એટલે કે માપ કહાડનાર વરુણ પાપીઓનાં શિક્ષાકર્મોનાં પ્રત્યેકના પાપપ્રમાણે નિક્ષેપ કરે છે.' સા. મેં અનુવાદ વ્હીટનીને અનુસરી કર્યો છે. ઉપમાનું સ્વારસ્ય જોઈએ તેવું સ્પષ્ટ થતું નથી. **तानि**થી શું ઉદ્દિષ્ટ છે તે બરાબર સમજાતું નથી. આચાર્ય આનંદશંકર ધ્રુવે આ સૂક્તની ૭ ઋચાઓનો અનુવાદ હિન્દુ (વેદ) ધર્મ પૃ. ૪૮ ઉપર આપ્યો છે. તેમાં આનો અનુવાદ આ પ્રમાણે છે "પ્રાણીઓનાં નેત્રો પણ એનાં ગણેલાં છે, પાસા નાંખનાર પાસા નાંખે તેમ". બ્લૂમફીલ્ડ **तानि**થી વરુણના વ્રતો સમજે છે. હી. અ. વે. પૃ ૮૮. સે. બુ. ઇ. પુ. ૪૨. રૅાથ એમ સૂચવે છે કે **निमिनोति**નો અહીંઆં observes નીરખે છે' એવો અર્થ હોય. મ્યુ. ઓ. સં. ટે. વૉ. ૫. પૃ, ૬૪.

૭. નૃચક્ષસ્-નરોનાં સાધુ અસાધુ ચરિત્રોનો વિવેકથી જોનાર ' સા. પેટ લટકતું મુકીને ' જલોદર રોગથી ગ્રસ્ત કરીને ' સા.

જે લાંબો પડેલો વરુણ, જે આડો પડેલો, જે વરુણ એક જ ભાગનો, જે વિવિધ ભાગનો, જે દૈવ વરુણ અને જે માનુષ; ૮

તે બધા પાશો વડે હું તને હે અમુક! અમુક ગોત્રના! હે અમુક માતાના પુત્ર! બાંધું છું; તે બધાને તને ઉદ્દેશીને હું યોજું છું. ૯

---

૮–૯. લાંબો પડેલો ઇત્યાદિ. મૂળમાં **समाम्य व्याम्य, संदेश्य,** અને **विदेश्य** એવા શબ્દો છે:—

**समाम्य** અને **व्याम्यनो** અર્થ સાયણ '**समामामयति व्याधितो भवति [पुरुषोऽनेनेति] समानम्यः। विविधं वा आमयति पुरुषोऽनेनेति व्याम्यः।**

વરુણને સાયણ 'વારુણ પાશ'ના અર્થમાં લે છે. 'ત્રણ વાર આવતો વરુણ શબ્દ જો છોડી દેવામાં આવે તો શુદ્ધ ગાયત્રી છંદ થાય; અને અર્થ પણ ઘણો વધારે સુધરે; જો આપણે એ શબ્દ રાખીએ તો તેને '**वरुण**' સંબોધન તરીકે, અથવા **वारुण**–વરુણનો એ રીતે, અથવા **वरुणः** ને **वारुणः** માટે વપરાએલો સમજવો જોઇએ;' વ્હીટની અથર્વ વેદ, વા. ૧. પૃ. ૧૦૮.

અથર્વવેદમાં ઉત્તમ અર્થવાળા મન્ત્રોનો કેવા અધમ પ્રયોજન સાથે સંબંધ થઈ ગયો છે તેનું આ સૂક્ત એક ઉદાહરણ છે. આ મતલબની જર્મન વેદનિષ્ણાત પ્રો. રૉથે નોંધ કરી છે; તે માટે જુઓ મ્યુ. ઓ. સં. ટે. વૉ. ૫. પૃ. ૬૪.

+૫૧

**દેવતા વરુણ [વરુણ અને અથર્વાનો સંવાદ], ઋષિ અથર્વા, છંદ ૧ ભુરિક્, ૩ પંક્તિ, ૬ પંચપદા અતિશકવરી, ૧૧ અસાના ષટ્પદા અત્યષ્ટિ, બાકીનાની ત્રિષ્ટુભ.**

અથર્વા:—

તું મહાન અસુરની સાથે અહીંઆં કેવી રીતે બોલ્યો? ઓજસ્વી પૌરુષવાળો હરિ પિતા સાથે (કેવી રીતે બોલ્યો?) હે વરુણ! પૃશ્નિને દક્ષિણા તરીકે આપી, હે પુનર્મઘ! તેં મન વડે ચિકિત્સા કરી ! ૧

વરુણ—

હું સ્વચ્છન્દથી પુનર્મઘ નથી. સમીક્ષા કરવા આ પૃશ્નિને હું હાંકી જાઉં છું. હે અથર્વન્ તું કયા કાવ્યથી, કયા ‘જાત’ થી તું જાતવેદા છે? ૨

હું સાચે જ કાવ્યથી ગભીર છું, સાચે જ ‘જાત’

---

+ આ સૂક્ત ઉપર સાયણભાષ્ય પંડિતની અથર્વવેદની આવૃત્તિમાં નથી. મેં આધાર વ્હીટની અને મ્યૂરનો લીધો છે.

૧ હરિ—‘તેજસ્વી’ મ્યૂર, ‘ગુસ્સે થયેલો’ રૅાથ, ‘સુવર્ણરંગી’ ગ્રીફીથ, ‘પીળો’ વ્હીટને. આઉફ્રેકટ પ્રમાણે મહાન અસુરથી દ્યૌ અને હરિ પિતાથી સૂર્ય સૂચિત છે.

પુનર્મઘ—‘ફરીથી આપનાર’ ‘વ્હીટની એનો અર્થ ‘પાછી લઇ લેનાર’ એવો કરે છે. આઉફ્રેકટ ‘ नमच त्वं’ પાઠને ‘ नमचत्वं’ એ રીતે સુધારે છે.

પૃશ્નિ—ટપકાંવાળી ગાય. રૅાથ स्पर्श् ધાતુમાંથી સાધે છે, સે. પી. લે. મેકડોનલ पृष् ‘છાંટવું’ માંથી સાધે છે. વૈદિક ગ્રામર નાનું અને મોટું બન્નેની શબ્દસૂચિ જુઓ.

૨ જાત—પ્રકૃતિ, જાતવેદ—ઓની પ્રકૃતિ જાણનાર, મ્યૂર.

થી હું જાતવેદા છું. જે વ્રતને હું ધારણ કરું તે મારા વ્રતને દાસ કે આર્ય પોતાની મહત્તાથી ન હણી શકે. ૩

અથર્વાઃ—

હે સ્વધાવાન્ વરુણ ! તારાથી બીજો કોઇ મોટો કવિ નથી. મેધાથી કોઈ મોટો ધીર નથી. તું તે બધા ભુવનોને જાણે છે. તે માયાવી માનવી પણ તારાથી બ્હીએ છે. ૪

શાથી જે, તું હે સ્વધાવાન ! સારી રીતે દોહનાર વરુણ ! આ બધા જન્મોને જાણે છે,—શું આ અંતરિક્ષની પર બીજું કંઇ છે ? હે અસુર ! આ પરની પર પણ કંઇક છે ? ૫

આ અંતરિક્ષથી પર એક બીજું છે. આ પર એકથી આ બાજુ કાંઇક દુષ્પ્રાપ છે. હે વરુણ ! તે જાણતો હું તને કહું છું. પણિઓ હલકા વચનવાળા થાઓ, દાસો નીચેની ભૂમિ ઉપર પડો. ૬

હે વરુણ ! તું પુનર્મઘો વિષે અનેક નિંદ્ય વચનો કહે છે. તું એ એ પાણિઓ જેવો થા મા. લોકો તને અદાતા ન કહે. ૭

વરુણ—

મને લોકો અદાતા ન કહે. હે કવિ ! હું તને પૃશ્નિ પાછી આપું છું. શક્તિઓ સાથે માનવીઓના સર્વ દેશોમાં મારા બધા સ્તોત્રની પાસે તું આવ. ૮

અથર્વાઃ—

માણસોના સર્વ દેશોમાં તારાં ઉંચે ચઢતાં

---

૫ અસુરને 'અસૂર' ગણી 'અપ્રમાદી' એવો અર્થ કરવામાં આવે છે.

૭ તું યા મા મા ભૂત ને સ્થાને અર્થ [illegible] કલ્પવો પડે છે.

સ્તોત્રો આવે. તેં જે મને નથી આપ્યું તે તું આપ. તું મારો યોગ્ય સમપદ સખા છું. ૯

વરુણ ! આપણો સમાન સંબંધ છે. આપણો સમાન જન્મ છે. આપણો સમાન જન્મ જે છે તે હું જાણું છું.

વરુણ—

તને જે નથી આપ્યું તે હું આપું છું. હું તારો યોગ્ય સમપદ સખા છું. ૧૦

ઋષિ—

હે સ્વધાવાન દેવ ! પિતા અથર્વને દેવબંધુને તેં જન્મ આપ્યો છે. તેને તું સુપ્રશસ્ત દાન દે. તું અમારો સખા છે, પરમ બંધુ છે. ૧૧

+૫૨

દેવતા–બ્રહ્મકર્માત્મા [અનેક દેવોનો ઉલ્લેખ છે,] ઋષિ અથર્વા, છંદ અતિશાક્વર ( વાસ્તવિક રીતે કોઇ પણ છંદ નથી. )

સવિતા પ્રસવોનો અધિપતિ, તે મારું રક્ષણ કરો. આ બ્રહ્મમાં, આ કર્મમાં, આ પુરોધામાં, આ પ્રતિષ્ઠામાં, આ ચિત્તિમાં, આ આકૂતિમાં, આ આશિષમાં, આ દેવહૂતિમાં સ્વાહા. ૧

અગ્નિ વનસ્પતિઓનો અધિપતિ, તે મારું રક્ષણ કરો૦ ૨

દ્યાવાપૃથ્વી દાતાઓની અધિપતિ, તે મારું રક્ષણ કરો૦ ૩

વરુણ પાણીનો અધિપતિ, તે મારું રક્ષણ કરો૦ ૪

---

+ આ સૂક્ત ઉપર સાયણભાષ્ય નથી.

૧ ચિત્તિ=ઇરાદો, આકૂતિ=યોજના, બ્લોટને.

મિત્ર અને વરુણ વૃષ્ટિના અધિપતિ, તે મારૂં રક્ષણ કરો૦ ૫

મરુતો પર્વતોના અધિપતિ, તે મારૂં રક્ષણ કરો૦ ૬

સોમ વીરુધોનો અધિપતિ, તે મારૂં રક્ષણ કરો૦ ૭

વાયુ અંતરિક્ષનો અધિપતિ, તે મારૂં રક્ષણ કરો૦ ૮

સૂર્ય ચક્ષુઓનો અધિપતિ, તે મારૂં રક્ષણ કરો૦ ૯

ચંદ્રમા નક્ષત્રોનો અધિપતિ, તે મારૂં રક્ષણ કરો૦ ૧૦

ઇંદ્ર દ્યૌનો અધિપતિ, તે મારૂં રક્ષણ કરો૦ ૧૧

મરુતોના પિતા પશુઓનો અધિપતિ, તે મારૂં રક્ષણ કરો૦ ૧૨

મૃત્યુ પ્રજાઓનો અધિપતિ, તે મારૂં રક્ષણ કરો૦ ૧૩

યમ પિતૃઓનો અધિપતિ, તે મારૂં રક્ષણ કરો૦ ૧૪

પર પિતાઓ, તે મારૂં રક્ષણ કરો૦ ૧૫

નીચે તાતો, તે મારૂં રક્ષણ કરો૦ ૧૬

તાત તાતમહ, તે મારૂં રક્ષણ કરો, તે આ બ્રહ્મમાં, આ કર્મમાં, આ પ્રતિષ્ઠામાં, આ ચિત્તિમાં, આ આકૂતિમાં, આ આશિષમાં, આ દેવહૂતિમાં સ્વાહા. ૧૭

---

## ૫૩

દેવતા ૧-૨ ચન્દ્રમા ૩ ત્વષ્ટા, ઋષિ અથર્વા, છંદ અનુષ્ટુભ.

તે સમૃદ્ધ હવિષવડે આ ફરીથી સમૃદ્ધ થાઓ. જે જાયાને આની પાસે લાવ્યા તેને તે રસવડે અભિવૃદ્ધ કરો. ૧

પયવડે વધો, રાષ્ટ્રવડે વધો, સહસ્રવર્ચસ સમૃદ્ધિ વડે. આ બંને ક્ષય ન પામો. ૨

ત્વષ્ટાએ જાયાને કરી. ત્વષ્ટાએ આ તારા માટે પતિને

૭ વીરુધો=લતાઓ.

નિર્માણ કર્યો. ત્વષ્ટા તમારા બંને માટે હજારો વર્ષનું દીર્ઘ આયુષ કરો. ૩

૫૪

દેવતા આત્મા, ઋષિ અથર્વા, છંદ ત્રિષ્ટુભ, ૨ વિરાજ્જગતી.

જેઓએ ધ્યાનવડે વાણીના અગ્રને દોહ્યું, અથવા જેઓ મનવડે ઋતો બોલ્યા, તૃતીય બ્રહ્મથી વૃદ્ધિ પામતા તેઓએ ચોથા વડે ધેનુનું નામ અનુભવ્યું. ૧

તે પુત્ર પિતાને જાણે છે, તે માતાને જાણે છે, તે પુત્ર થાય છે, તે પુનર્મઘ થાય છે. તે દ્યૌમાં, અંતરિક્ષમાં સ્વર્ગમાં વ્યાપે છે. તે આ બધું થયો, તે અહીંઆ થયો. ૨

×૫૫

દેવતા અધ્યાત્મા, ઋષિ કુત્સ, છંદ ત્રિષ્ટુભ, [ અપવાદો માટે જુઓ મૂળ. પૃ. ૧૫૧ ].

જે ભૂત અને ભવ્ય અને સર્વનો અધિષ્ઠાતા છે અને જેનું જ કેવળ સ્વર્ગ છે તે જ્યેષ્ઠ બ્રહ્મને નમસ્કાર ! ૧

સ્કમ્ભવડે જુદાં જુદાં ટેકાઇ રહેલાં આ દ્યૌ અને ભૂમિ ઉભાં છે. સ્કમ્ભમાં આ સર્વ આત્મન્વત્, અને જે શ્વાસ લેતું અને પલકારા મારતું ( તે ) છે. ૨

ત્રણ પ્રજાઓ ઓળંગી ગઇ. બીજીઓએ સૂર્યની આજુ-બાજુ નિવેશ કર્યો. મહાન અંતરિક્ષનો માપક ઉભો રહ્યો. હરિ તે હરિણીઓમાં પ્રવેશ કર્યો. ૩

---

૧–૨. ધેનુ અને પુનર્મઘ કા. ૫. સૂ. ૧૧ ના પૃશ્નિ અને પુનર્મઘ સાથે સરખાવો.

+ આ સૂક્ત ઉપર ભાષ્ય નથી.

૩. ઋ. વે. ૮, ૬૦, ૧૪ માં આને મળતી ઋચા છે. શ્રીષીય શ. બ્રા. ૨, ૫, ૧ ને આધારે આ મન્ત્રને સમજાવે છે. પ્રજાપતિએ

બાર પ્રધિઓ, એક ચક્ર, ત્રણ નાભિ,—એ કોણ જાણે છે? તેમાં ત્રણસો અને સાઠ શંકુઓ મૂકેલા છે,—જે અવિચળ ખીલાઓ (છે) ૪

હે સવિતા! આ વિવેકથી જાણ—છ જોડી (અને) એક એકજ (એકમાંથી ઉત્પન્ન થયેલો). એમનામાં જે એક એકજ છે તેનો સંબંધ (તેઓ) ઈચ્છે છે. ૫

વ્યક્ત છતાં ગૂઢ રીતે મૂકાએલું છે. મહાન પદ નામે 'જરત્' છે. તેમાં આ બધું અર્પિત છે, હાલતું શ્વાસ લેતું પ્રતિષ્ઠિત છે. ૬

એકનેમિયુક્ત, એકચક્રયુક્ત, સહસ્રઅક્ષરયુક્ત, આગળ ઉંચે, પાછળ નીચે ફરે છે. અર્ધથી સમગ્ર ભુવન જન્મ્યું. આનું જે બાકીનું અર્ધ તે કયાં રહ્યું? ૭

આમનું અગ્ર પંચવાહી વહે છે, બાજુના જોડેલા ઘોડાઓ તેની પછવાડે વહન કરે છે. આનું નહિ ગએલું દેખાય છે, ગએલું નહિ. પર નજીક છે, અવર દૂર છે. ૮

---

સૌથી પહેલાં પક્ષિઓ, પછી નાનાં સરીસૃપો અને ત્રીજીવાર સર્પો એમ ત્રણ પ્રજાઓ ઉત્પન્ન કરી. પછી એ ત્રણેનો 'પરાભવ' કર્યો. આ સ્થાને આ ઋચાને શ. બ્રા. માં સમજાવી છે. 'અર્ક' નો અર્થ 'અગ્નિ' કર્યો છે. હરિત એટલે સૂર્ય અથવા અગ્નિ, હરિણી એટલે હરિયાળી વનસ્પતિ, ગ્રીફીથ.

૪. બાર પ્રધિઃ બાર માસ. એક, ચક્ર વર્ષ બનાવતો સૂર્ય. ત્રણ નાભિ, ત્રણ ઋતુઓ. ત્રણસો સાઠ શંકુઓ ત્રણસો સાઠ દિવસ.

૫. છ—જોડી બાર મહિનાઓ,પ્રત્યેક ઋતુના બે.એક એકજ અધિકમાસ.

૭. સૂર્યનો ઉલ્લેખ છે. બાકીનું અર્ધ—રાતના ભાગમાં સૂર્ય કયાં છે? ગ્રીફીથ.

૮. ભાવાર્થ સ્પષ્ટ થતો નથી. 'આમનું બધા પ્રાણીઓનું, પંચવાહી—પાંચ ઋતુઓથી (હેમન્ત અને શિશિરને) એક ગણીને ખેંચાતો સૂર્યનો રથ. બાજુના—આકાશની દિશાઓના' ગ્રીફીથ.

ત્રાંસી બાજુએ કાણાંવાળો, તળીયું ઉપર એવો પ્યાલો,- તેમાં વિશ્વરૂપ રસ મૂકેલો છે. ત્યાં સાત ઋષિઓ સાથે બેસે છે, જે આ મહાનના રક્ષકો છે. ૯

જે આગળ જોડાય છે, જે પાછળ જોડાય છે, જે બધી બાજુ જોડાય છે, જે સર્વ બાજુએ; જેનાવડે યજ્ઞ આગળ વિસ્તાર પામે છે,-તે વિષે હું તને પૂછું છું: તે ઋચાઓની, કઇ ? ૧૦

જે હાલે છે, ઉડે છે, જે ઉભું છે, જે શ્વાસ લે છે, જે નથી લેતું, જે પલકારા મારે છે, અને જે થનાર છે તે બહુ-રૂપીએ પૃથ્વીને ધારણ કરી, તે એકઠું થઇને એક જ થાય છે. ૧૧

અનંત, બહુ સ્થાને ફેલાયેલું, બધી બાજુએ અંતવિનાનું અને અન્તવાળું-તે બન્નેને છુટાં રાખતો આનાં ભૂત અને ભવ્યને જાણતો સ્વર્ગપાલ ફરે છે. ૧૨

પ્રજાપતિ ગર્ભની અંદર ફરે છે. ન દેખાતો અનેક રીતે જન્મે છે. અર્ધવડે સમગ્ર ભુવનને જન્મ આપ્યો, (બાકીનું) જે અડધું તેનું ચિન્હ કયું ? ૧૩

જેમ કુંભ વડે પાણી ભરનારીને તેમ, ઉંચે પાણી ભરતાને આંખવડે સર્વ જુએ છે, મનવડે સર્વે જોતા નથી. ૧૪

પૂર્ણ સાથે દૂર વસે છે, અધૂરાથી દૂર છોડાય છે. ભુવનની મધ્યમાં મહાન યક્ષ છે તેની રાષ્ટ્રને પાલનારાઓ પૂજા કરે છે. ૧૫

જ્યાંથી સૂર્ય ઉગે છે અને જેમાં સૂર્ય અસ્ત પામે છે, તેને જ હું જ્યેષ્ઠ માનુ છું; તેને કોઇ પણ ચડી જતું નથી. ૧૬

૯. બ્રાહ્મણ પ્રમાણે સાત પ્રાણ કે ઇન્દ્રિયો યુક્ત શીર્ષ ઉદ્દિષ્ટ છે. વ્હીટને.

૧૫. પૂર્ણ. 'પૂર્ણકુટ અથવા પાત્ર. લ્યુડવીગના મતે આમાં ચંદ્રમા ઉદ્દિષ્ટ હોય.' ગ્રીફીથ.

જે હમણાં, મધ્યકાળમાં અથવા પ્રાચીન કાળમાં વેદના વિદ્વાનની પાસે બોલે છે તે બધા આદિત્યની જ આજુબાજુ બોલે છે, દ્વિતીય અગ્નિ અને ત્રિવૃત હંસની (આજુબાજુ બોલે છે.) ૧૭

સ્વર્ગમાં ઉડતા આ હરિત હંસની પાંખો હજાર દિવસો સુધી વસ્તરેલી છે. તે સર્વ દેવોને પોતાના ઉરમાં મૂકીને સર્વ ભુવનો જોતો જોતો જાય છે. ૧૮

સત્યથી ઉંચે તપે છે, બ્રહ્મથી આ બાજુ બરાબર જુએ છે, પ્રાણવડે તિર્છો શ્વાસ લે છે—જેમાં આ જયેષ્ઠ રહેલું છે. ૧૯

જે તે બે અરણીને જાણે છે, જેનાથી વસુ વ્હેલોવી કઢાય છે, તે વિદ્વાન જયેષ્ઠને સમજે, તે મહાન બ્રાહ્મણને જાણે. ૨૦

તે પ્રથમ પગ વિનાનો જન્મ્યો. તે પ્રથમ સ્વર્ગને લાવ્યો. ચાર પગવાળો થઇ ભોગ્યે સર્વભોજન લીધું. ૨૧

જે સનાતન ઉત્કર્ષવાળા દેવની ઉપાસના કરે તે ભોગ્ય થાય અને બહુ અન્ન લે. ૨૨

આને સનાતન કહે છે, પણ તે આજે ફરીથી નવો થાય. એક બીજાના રૂપમાં રાત અને દિવસ જન્મ પામે છે. ૨૩

---

૧૭. ગ્રીફીથનો અર્થ જુદો છે. ' અગ્નિ અને હંસથી સૂર્ય ઉદ્દિષ્ટ છે. ત્રિવૃત વિષ્ણુરૂપે ત્રણ પગલાંનો અથવા ત્રણ લોકમાં વ્યાપનાર તરીકેનો ઉલ્લેખ છે. ગ્રીફીથ.

૧૮. ઐતરેય બ્રા. પ્રમાણે પૃથ્વીથી સ્વર્ગનું અંતર ૧૦૦૦ દિવસનું છે. ગ્રીફીથ.

૨૦ અરણી. જે અરણીઓમાંથી વસુ આપનાર અગ્નિ પેદા થાય છે.

૨૧. પગવિનાનો— ઋ. વે. માં ( ૬, ૫૯, ૬ ) આ ઉષાના વિશેષણ તરીકે વપરાએલું છે. ચાર પગવાળો. છાંદોગ્ય ૩–૧૮–૨ પ્રમાણે વાચા, પ્રાણ, ચક્ષુ અને કર્ણ એ ચાર પાદો. ગ્રીફીથ.

૨૩. આને સૂર્યને, ગ્રીફીથ.

સો, હજાર, દશ હજાર, અબજ, અસંખ્યેય ધન આમાં રહેલું છે. જોતાં છતાંએ એનું તે તેઓ નાશ કરે છે. તેથી આ દેવ આમ પ્રકાશે છે. ૨૪

વાળથી પણુ એક વધારે ઝીણું છે. વળી એક જાણે દેખાતું જ નથી. તેના કરતાં આલિંગન કરતી તે દેવતા મને પ્રિય છે. ૨૫

આ કલ્યાણી અજર, મર્ત્યના ઘરમાં અમર છે;–જેને માટે તે કરાઈ તે સુઈ ગયો, જેણે કરી તે ઘરડો થયો. ૨૬

તું સ્ત્રી છે, તું પુરુષ છે, તું કુમાર છે વળી તું કુમારી છે, તું ઘરડો લાકડીવડે વાંકોચુંકો ચાલે છે, તું જન્મી વિશ્વતોમુખ થાય છે. ૨૭

એમનો પિતા છે અથવા એમનો પુત્ર છે, એમનામાં જ્યેષ્ઠ છે અથવા એમનામાં કનિષ્ઠ છે. મનની અંદર પેઠેલો એક દેવ પહેલો જન્મેલો તે જ ગર્ભમાં છે. ૨૮

પૂર્ણમાંથી પૂર્ણ ઉદય પામે છે. પૂર્ણ પૂર્ણવડે સિંચન પામે છે. અમે તે પણ આજે જાણીએ જેનાથી તે પરિસિંચન પામે છે. ૨૯

આ સનાતન સનાતન કાળથી જન્મેલી, આ પુરાણી સર્વની આજુબાજુ ફરીવળી. ઉષાની પ્રકાશતી તે મહાન દેવી–પ્રત્યેક પલકારા મારનારાની સાથે નિહાળે છે. ૩૦

---

૨૪. નાશ કરે છે–ભોગવે છે ગ્રીફીથ.

૨૫. ચંદ્રનો ઉલ્લેખ હશે. દેવતા–સૂર્ય, ગ્રીફીથ.

૨૬. ઉષાનો ઉલ્લેખ હશે. જેને માટે કલ્યાદિ–આથમતો સૂર્ય. સૂર્ય અથવા પ્રજાપતિની ઉષા દુહિતા ગણાય છે ગ્રીફીથ.

૨૭. ચંદ્રનો ઉલ્લેખ છે ગ્રીફીથ.

૨૯. આમાં ચંદ્રનો વરસાદ મોકલનાર તરીકે ઉલ્લેખ હશે. તે–સૂર્ય, ગ્રીફીથ.

અવિ—[ કલ્યાણી ]—એ દેવતાનું નામ છે. તે ઋતથી ઘેરાઇને રહેલી છે. તેના રૂપથી આ વૃક્ષો લીલાં, અને લીલી માળાઓવાળાં છે. ૩૧

નજીક છે તેને છોડતી નથી, નજીક છે તેને જોતી નથી, દેવના કાવ્યને જો. મરતી નથી, જીર્ણ પામતી નથી. ૩૨

અપૂર્વથી પ્રેરાયેલી તે વાચાઓ યોગ્ય બોલે છે, બોલતી જેમાં તે જાય છે તેને મહાન બ્રાહ્મણ કહે છે. ૩૩

જેમાં દેવો અને માણુસો નાભિની વિષે આરોની જેમ આશ્રિત થઇ રહેલા છે.—તને હું પાણીના પુષ્પ વિષે પૂછું છું જેમાં તે માયા વડે મૂકાયેલું છે. ૩૪

જેઓવડે પ્રેરાએલો પવન વાય છે, જેઓ પાંચે દિશાઓને સામટી આપે છે, જે દેવો આહૂતિથી પોતાને અતિમાને છે—તે પાણીના નેતાઓ કયા હતા? ૩૫

આમાંના એકે આ પૃથ્વીને ધારણ કરી; એક અંતરિક્ષને ફરી વળ્યો; એમાંનો જે વિધર્તા તે સ્વર્ગને આપે છે; અને કેટલાક બધી દિશાઓનું ક્રમસર રક્ષણ કરે છે. ૩૬

જે વિતત સૂત્રને જાણે—જેમાં પ્રજાઓ ઓતપ્રોત થયેલી છે, જે સૂત્રના સૂત્રને જાણે તે મહાન બ્રાહ્મણને જાણે. ૩૭

---

૩૨ આ મંત્રમાં 'છોડવું' વગેરેનો કર્તા કયો છે તે સ્પષ્ટ કહી શકાતું નથી. ૩૦–૩૧ ના અનુસંધાનમાં લઇએ તો 'ઉષાની દેવી'ને જ કર્તા ગણવી જોઇએ. લ્યુડવીગ 'તેણી' કર્તા તરીકે લે છે તે ઉચિત લાગે છે. વ્હીટને 'તે' કર્તા તરીકે લે છે જોકે તે વિષે તે પ્રશ્નાર્થ કરે છે.

'મરતી નથી' વગેરેનો કર્તા ગ્રીફીથ અને વ્હીટને દેવને ગણે છે. કાવ્યને કર્તા ન ગણી શકાય ?

૩૪. પાણીનું પુષ્પ—હિરણ્યગર્ભનો ઉલ્લેખ હશે ?

૩૬ પૃથ્વીને ધારણ કરનાર અગ્નિ, અંતરિક્ષને ફરી વળનાર ઇંદ્ર વિધર્તાથી સૂર્ય અથવા સોમ ઉદ્દિષ્ટ હોય, અને બાકીના દિક્પાલો અથવા લોકપાલો. ગ્રીફીથ

૩૭ દેવો અને માણુસોને સાંધતો યજ્ઞતન્તુ. ગ્રીફીથ.

મેં વિતત સૂત્રને જાણ્યું, જેમાં આ પ્રજાઓ ઓતપ્રોત છે. સૂત્રના સૂત્રને હું જાણું છું, અને વળી જે મહાન્ બ્રાહ્મણ છે (તેને જાણું છું.) ૩૮

જ્યારે દ્યાવાપૃથ્વીની વચમાં વિશ્વદાવી (બધું બાળનાર) અગ્નિ બાળતો ગયો, જેમાં દૂર એકપતિવાળીઓ રહેલી હતી—ત્યારે માતરિશ્વા ક્યાં હતો ? ૩૯

ત્યારે માતરિશ્વા પવનમાં પેઠેલો હતો, દેવો સલિલમાં પેઠા હતા. અંતરિક્ષનો માપક મહાન્ ઉભો રહ્યો, પવમાન હરિયાળીમાં પેઠો. ૪૦

ગાયત્રીથી જાણે ઉંચે અમૃતમાં તે ગયો, જેઓ સામ-વડે સામને જાણે છે,—તે અજ ક્યાં દેખાય છે ? ૪૧

આરામનું સ્થાન, વસુઓનું સંગ્રહસ્થાન, સવિતા દે-વની જેમ સત્યધર્મા, ઇંદ્રની જેમ, ધનના સમરમાં ઉભો રહ્યો. ૪૨

નવદ્વાર પુંડરિક ત્રણ ગુણોથી ઘેરાયેલું છે,—તેમાં જે આત્મન્વત્ યક્ષ છે તે બ્રહ્મવિદો જાણે છે. ૪૩

નિષ્કામ, ધીર, અમર, સ્વયંભૂ, રસથી તૃપ્ત, ક્યાંયથી પણ ઉણો નહિ,—તે ધીર અજર યુવાન આત્માને જાણનારો જ મૃત્યુથી બ્હીતો નથી. ૪૪

---

## ૫૬*

દેવતા ભૂમિ, ઋષિ અથર્વા, છંદ ત્રિષ્ટુભ, (અપવાદો માટે જુઓ મૂળ પૃ. ૧૫૭).

પૃથ્વીને મહાન સત્ય, ઉગ્ર ઋત, દીક્ષા, તપ, બ્રહ્મ, યજ્ઞ ધારણ કરે છે. તે ભૂત અને ભાવીની પત્ની[1] પૃથ્વી અમારે માટે લોકને વિશાળ કરે; ૧

---

* આના ઉપર ભાષ્ય નથી. ગ્રીફીથ, બ્લૂમફિલ્ડ અને વ્હીટનેના અનુવાદોનો આધાર લીધો છે.

૧ પત્ની—અધિષ્ઠાત્રી, રાણી.

માણુસોની મધ્યે મોકળાશ. જેના ઉંચા નીચા અને બહુ સમાન પ્રદેશો છે, જે વિવિધ પ્રકારની ઔષધિ ધારણ કરે છે, તે પૃથ્વી અમારે માટે વિસ્તરો. અમારા ઉપર પ્રસન્ન થાઓ. ૨

જેમાં સમુદ્ર અને સિંધુ-પાણીઓ છે, જેમાં અન્ન અને કૃષ્ટિઓ ઉત્પન્ન થયાં, જેમાં શ્વાસ લેતું હાલતું આ સ્ફુરે છે, તે ભૂમિ અમને પૂર્વપેયમાં મૂકો. ૩

જે પૃથ્વીની ચાર દિશાઓ છે, જેમાં અન્ન અને કૃષ્ટિયો ઉત્પન્ન થયાં, જે શ્વાસ લેતાંને અને હાલતાંને અનેક રીતે ધારણ કરે છે, તે ભૂમિ અમને ગાયોમાં અને અન્નમાં મૂકો. ૪

જેમાં પૂર્વે પૂર્વજનોએ વિશિષ્ટ કર્મો કર્યાં, જેમાં દેવોએ અસુરોને હરાવ્યા; ગાયોનું, અશ્વોનું, પક્ષીઓનું રહે

---

૨ માણુસોની મધ્યે મોકળાશ. મૂળમાં **असंबाधं बध्यतो मानवानां** છે.આમાં '**बध्यतो**' પાઠ તદ્દન ભ્રષ્ટ છે. કેટલીક પ્રતોમાં **मध्यतः** પાઠ છે તે જ સ્વીકાર્ય છે. મેં મૂળમાં પાઠ પંડિતની આવૃત્તિને અનુસરી મૂક્યો છે. તે પણ પદપાઠમાં **मध्यतः** પાઠ જ લે છે. અનુવાદ માટે એ પાઠ સ્વીકારવો જોઇએ. વ્હીટને પ્રમાણે આટલો ભાગ પહેલા મંત્ર સાથે જવો જોઇએ અને તે માટે પૈપ્પલાદ શાખાના પાઠનો તેને ટેકો છે. મૈત્રાયણી સંહિતામાં (૪. ૧૪. ૧૧) પ્હેલો અને આ મન્ત્ર છે. તેમાં આ સ્થાને જે પાઠ છે તે નીચે પ્રમાણે '**असंबाधा या मध्यतो मानवेभ्यः**'; આ પાઠ વધારે સ્પષ્ટ છે. જુઓ વ્હીટને પૃ. ૬૬૧ અને બ્લુમાફ્લ્ડ હીમ્સ ઓફ ધી અથર્વવેદ સે. બુ. ઈ. પૃ. ૬૪૦ અને આગળ.

૩ 'કૃષ્ટિ' આનો મૂળ અર્થ 'કૃષ્' ઉપરથી 'ખેડવું તે' અથવા 'ખેડનાર' એવો થઇ શકે. વ્હીટને, 'Ploughings' 'ખેડાણો' એવો અર્થ કરે છે. બ્લૂમફિલ્ડ 'માણુસ જાતો' એવો અર્થ કરે છે. આ અર્થને 'પંચકૃષ્ટયઃ' વગેરેનો ટેકો છે, તેથી તે વધારે ઉચિત લાગે છે.

'પૂર્વપેયમાં' પીવામાં સૌથી પહેલો એટલે કે અગ્રેસર.

ઠાણુ પૃથ્વી અમને સૌભાગ્ય અને વર્ચસ આપો. ૫

વિશ્વંભરા, વસુને ધારણ કરતી, આધાર, સુવર્ણ વક્ષઃસ્થલવાળી, જગતનો નિવેશ, વૈશ્વાનર અગ્નિને ધારણ કરતી ભૂમિ ઇંદ્રઋષભવાળી અમને ધનમાં મૂકો. ૬

હંમેશાં ઉંઘ્યા વિના જે વિશાળ પૃથ્વીને દેવો પ્રમાદ વિના રક્ષે છે, તે અમને પ્રિય મધુ દુઝો, અને વર્ચસથી છાંટો.

જે આગળ અર્ણવમાં સલિલ હતી, જેના ઉપર મનીષીઓ માયાવડે ફર્યા, જે પૃથ્વીનું હૃદય પરમ વ્યોમમાં છે, જે પૃથ્વીનું અમૃત સત્યથી ઢંકાયેલું છે, તે ભૂમિ અમારા ઉત્તમ રાષ્ટ્રમાં તેજ અને બલ મૂકો. ૮

જેમાં વ્હેતાં પાણી રાત્રિદિવસ એક સરખાં પ્રમાદ વિના ઝરે છે તે બહુધારાવાળી ભૂમિ અમને દૂધ દૂઝો અને વર્ચસથી અમને છાંટો. ૯

જેને અશ્વિઓએ માપી, જેમાં વિષ્ણુએ પગલાં ભર્યાં, જેને શચીપતી ઇંદ્રે પોતાને માટે શત્રુરહિત કરી, તે અમારી ભૂમિમાતા મને પુત્રને પય આપો. ૧૦

તારા ગિરિઓ (અને) હિમવાન પર્વતો, હે પૃથ્વી ! અને તારૂં અરણ્ય મંગલ થાઓ. ભૂરી, કાળી, રાતી, બહુરૂપી, નિશ્ચલ

---

૫ વિશિષ્ટ ક્રમો કર્યા–**विचक्रिरे**. unfolded themselves–પોતાને પ્રકટ કર્યા બ્લૂમફીલ્ડ, વિસ્તર્યા વ્હીટને, યુદ્ધ કર્યું ગ્રીફીથ.

૮ અર્ણવમાં સલિલ–સૌથી પ્રથમ દિવ્ય પાણી આવ્યા. સરખાવો હિરણ્યગર્ભસૂક્ત પૃ. ૧૦૫ શ. બ્રા. ( ૧૪. ૮. ૬. ૧ ) માં જણાવ્યું છે કે પ્રથમ એકલાં પાણી જ હતાં. બાઇબલના જીનેસીસ પ્રકરણમાં ( ૧, ૨ ) ‘ And the earth was without form and void...and the Spirit of god moved upon the face of the waters’. ‘અને પૃથ્વી નિરાકાર અને શૂન્ય હતી...અને ઇશ્વરનો આત્મા (પરમાત્મા) પાણીનાં મુખ ઉપર ગતિમાન હતો.’ ગ્રીફીથ.

ભૂમિ, ઇંદ્રથી રક્ષાયેલી એવી, પૃથ્વી ઉપર હું જીતાયા વિના, હણાયા વિના, ઘવાયા વિના ઉભો રહું. ૧૧

હે પૃથ્વી! તારૂં જે મધ્ય છે, તારી જે નાભિ છે, તારા તનુમાંથી જે પોષકબળ ઉત્પન્ન થયાં છે તેમાં મને મૂક. અમને પાવન કર. ભૂમિ માતા છે, હું પૃથ્વીના પુત્ર છું; પર્જન્ય પિતા છે–તે અમને પોષો. ૧૨

જે ભૂમિમાં વેદિને રચે છે, જેમાં વિશ્વકર્માઓ યજ્ઞ કરે છે, જે પૃથ્વીમાં આહુતિઓની આગળ ઉંચા, ઉજ્જવલ સ્વરુઓ કરાય છે તે વધતી ભૂમિ અમને વધારો. ૧૩

હે પૃથિવિ ! જે અમારો દ્વેષ કરે, જે અમારા ઉપર ચઢાઈ કરે, જે મનવડે હિંસા કરે, જે શસ્ત્રથી, તેને હે પહેલેથી કરનારી ભૂમિ ! અમારે કબજે કર. ૧૪

તારામાંથી જન્મેલા માણસો તારા ઉપર ફરે છે; તું બેપગાં અને ચોપગાંને ધારણ કરે છે. હે પૃથ્વી ! આ પાંચ માનવો તારા છે,–જે મર્ત્યો માટે અમર જ્યોતિ ઉગતો સૂર્ય કિરણો-વડે ફેલાવે છે. ૧૫

તે સમગ્ર પ્રજાઓ અમારા માટે હુઓ. હે પૃથિવિ ! વાણીનું મધુ મને આપ. ૧૬

સર્વને પ્રસવતી વનસ્પતિઓની માતા, નિશ્ચલ, ધર્મથી ધારણ કરાયેલી, કલ્યાણકારી મંગળ વિશાળ ભૂમિને અમે હંમેશાં અનુચરીએ. ૧૭

તું મહાન હતી, મોટું સ્થાન (હતી). તારા વેગ, તારા ધ્રુજારા અને ચલનો મહાન; મહાન ઈંદ્ર તારૂં પ્રમાદ વિના રક્ષણ કરે છે. તે હે ભૂમિ અમને સુવર્ણની જેમ દીપાવ. અમને કોઈ ધિક્કારે નહિ. ૧૮

અગ્નિ ભૂમિમાં છે, ઔષધિઓમાં છે, પાણી અગ્નિને ધારણ કરે છે. શિલાઓમાં અગ્નિ છે, પુરુષોની અંદર અગ્નિ છે, ગાયોમાં, ઘોડાઓમાં અગ્નિ છે. ૧૯

સ્વર્ગમાંથી અગ્નિ તપે છે. અગ્નિ દેવનું વિશાળ અંતરિક્ષ છે. માણસો હવ્યવાહ ઘૃતપ્રિય અગ્નિને પ્રગટાવે છે. ૨૦

અગ્નિ–વસ્ત્રવાળી પૃથ્વી, શ્યામ ઘુંટણવાળી, મને તેજવાળો અને તીક્ષ્ણ કરે. ૨૧

ભૂમિ ઉપર દેવોને યજ્ઞ–અલંકૃત હવ્ય આપે છે. ભૂમિ ઉપર મનુષ્યો મર્ત્યો, સ્વધા અને અન્નવડે જીવે છે, તે ભૂમિ અમને પ્રાણ અને આયુષ આપો. પૃથ્વી મને ઘડપણ સુધી પહોંચે એવો કરે. ૨૨

હે પૃથ્વી ! તારામાં જે ગન્ધ ઉત્પન્ન થયો, જેને વનસ્પતિઓ ધારણ કરે છે, જેને પાણી, જેને ગંધર્વો અને અપ્સરાઓએ સેવ્યો, તેનાવડે મને સુવાસિત કર; અમારો કોઈ દ્વેષ ન કરે. ૨૩

તારો જે ગંધ પુષ્કરમાં પેઠો, પહેલાં સૂર્યાના વિવાહમાં જે ગંધને અમરો લાવ્યા, હે પૃથ્વી ! તેનાવડે મને સુવાસિત કર; અમારો કોઇ દ્વેષ ન કરે. ૨૪

તારો જે ગંધ માણસોમાં;સ્ત્રીઓમાં પુરુષોમાં 'અનુક્રમે'સૌભાગ્ય તેજ (રૂપે); જે ઘોડાઓમાં, વીરોમાં, જે મૃગોમાં અને હસ્તિ-

---

૧૯–૨૧ માં અગ્નિની સ્તુતિ છે. આ પૃથ્વીસૂક્તમાં આ ભાગ બંધ બેસતો નથી, બ્લૂમફીલ્ડ. અગ્નિએ પૃથ્વીનો દેવતા છે એટલે તેમાં મને અનૌચિત્ય નથી લાગતું.

૨૩. ગન્ધવતી પૃથ્વી એ પૃથ્વીના વૈશેષિક દર્શને આપેલા લક્ષણનું મૂળ અંહીઆ હશે ?

અ. વે. ૪, ૩૭, ૩ માં ગુગ્ગુલૂ, પીલા, નલદી, ઔક્ષગન્ધી, અને પ્રમન્દની અપ્સરાઓનાં નામ છે. તે બધા સુગંધી વનસ્પતિઓ કે પદાર્થોમાંથી આવે છે. ગન્ધર્વનો પણ ગન્ધ સાથે સંબંધ જોડયો દેખાય છે. ગ્રીફીથ.

ઓમાં; જે કન્યામાં વર્ચસ (રૂપે) તેનો, હે ભૂમિ! અમને સંસર્ગ કરાવ. અમારો કોઇ દ્વેષ ન કરે. ૨૫

શિલા, અશ્મા, પાંસુ ભૂમિ (છે). તે ભૂમિ બરાબર ધારણ થયેલી છે. તે સુવર્ણ વક્ષઃસ્થળવાળી પૃથ્વીને મેં નમસ્કાર કર્યા. ૨૬

જેમાં વાનસ્પત્ય વૃક્ષો નિશ્ચલ ઉભાં રહે છે, (તે) સૌને ધારણ કરતી પૃથ્વીને, ધારણ પામેલીને, અમે બોલાવીએ છીએ. ૨૭

ઉદ્યોગ કરતા અને બેસતા અને ઉભા થતા અને ડાબા જમણા પગે ભૂમિ ઉપર ચાલતા અમે વ્યથા ન પામીએ. ૨૮

શુદ્ધ કરનારી પૃથ્વીને હું બોલાવું છું, ક્ષમાને, ભૂમિને, બ્રહ્મથી વધનારીને; બળને, પોષણને, અન્નભાગને, ઘીને ધારણ કરતી તારા ઉપર, હે ભૂમિ! અમે બેસીએ. ૨૯

અમારા તનુ માટે શુદ્ધ પાણી ઝરે. જે અમારો નાશ કરે તેને અમે અપ્રિયમાં મુકીએ. હે પૃથ્વી! પવિત્રાવડે મને પવિત્ર કરૂં છું. ૩૦

તારી જે પૂર્વની પ્રદિશાઓ, તારી જે ઉત્તરની, હે ભૂમિ! તારી જે નીચેની અને તારી જે પાછળની (પ્રદિશાઓ) તે મને ફરતાને મંગળ થાઓ. ભુવનમાં આશ્રય લેતો હું પડું નહિ. ૩૧

અમને પાછળથી, આગળથી, ઉપરથી, નીચેથી હાંકી ન કાઢીશ. હે પૃથ્વી! અમારૂં કલ્યાણ થાઓ. વાટપાડુઓ અમને ન મળો. વધ કરે એવા શસ્ત્રને દૂર રાખ. ૩૨

હે ભૂમિ! જ્યાં સુધી સૂર્ય–સાથીવડે તારા ઉપર હું જોઉં છું, ત્યાં સુધી પછી પછીના વર્ષોમાં મારૂં ચક્ષુ ન હણાય. ૩૩

---

૩૦ નાશ કરીએ–સેદુઃ સ્વેદુઃ એવો બીજો પાઠ છે. તેનો અર્થ પરસેવો કરી શકાય તે પાઠ વધારે યુક્ત લાગે છે.

જ્યાં સુતો રહીને, હે ભૂમિ ! હું જમણી અથવા ડાબી બાજુને ફેરવું, જ્યાં સામે આવતી એવી તારા ઉપર ચતા પડી પીઠથી અમે સુઇએ, ત્યાં, હે પ્રત્યેકની નીચે રહેલી ભૂમિ ! અમને ન હણીશ. ૩૪

હે ભૂમિ ! તારી અંદર જે હું ખોદું તે તરત જ ઉગી નીકળો. હે પાવનકરનારી ! તારૂં મર્મ, તારૂં હૃદય અમે ન ભેદીએ. ૩૫

હે ભૂમિ ! તારી ઋતુઓ, ગ્રીષ્મ, વર્ષા, શરદ્, હેમંત, શિશિર, વસંત, વિહિત વર્ષો અને અહોરાત્રિ, હે પૃથ્વી ! અમને દુઝો. ૩૬

પાવન કરનારી સર્પને ધ્રજાવી કહાડતી જે, જેમાં અગ્નિઓ હતા કે જે પાણીમાં હતા, તે, દેવતાઓને ધિક્કારતા દસ્યુઓને દૂર ફેંકતી; ઇંદ્રને વરતી—વૃત્રને નહિ—એવી પૃથ્વીએ વૃષભ બળવાન શક્ર માટે (પોતાની જાતને) ધારણ કરી. ૩૭

જેમાં 'સદસ્' અને હવિર્ધાન છે, જેમાં યૂપ ખોદાય છે, જેમાં યજુષને જાણનારા બ્રાહ્મણો ઋચાઓવડે અને સામવડે અર્ચે છે, જેમાં ઇંદ્રને સોમ પાવા માટે ઋત્વિજો ભેગા કરાય છે;— ૩૮

જેમાં ભૂતને કરનારા પૂર્વ ઋષિઓ એ ગૌ (વાણી) ઉચ્ચારી —સાત વેધસોએ સત્રવડે, યજ્ઞવડે, તપવડે;— ૩૯

---

૩૭. સર્પ—વૃત્ર, ગ્રીફીથ.

૩૮. સદસ અને હવિર્ધાન—સદઃશાલા—મહાવેદિની પશ્ચિમે સપ્તધિષ્ણ્યને માટે બાંધવામાં આવતો મંડપ; હવિર્ધાન—આચ્છાદનવાળી ગાડી, તે પર સોમલતા ચઢાવવામાં આવે છે, યજ્ઞ—રહસ્ય વધારે માહીતી માટે જુઓ શ. બ્રા. કા. ૩ અ. ૫ બ્રા. ૩ ના ૨ અને ૫.

૩૯. સાત વેધસો—સાત વિધાતાઓ—સાત ઋષિઓ.

તે ભૂમિ અમે જે ધન ઇચ્છીએ તે આપો. સૌભાગ્ય તેની પછવાડે આવો. ઇંદ્ર અગ્રેસર થઇને આવો. ૪૦

ભૂમિમાં મર્ત્યો શોર કરતા ગાય છે, નાચે છે, યુદ્ધ કરે છે; જેમાં આક્રન્દ થાય છે, જેમાં દુન્દુભિ વાગે છે, તે ભૂમિ અમારા શત્રુઓનો નાશ કરો; પૃથ્વી મને શત્રુ વિનાનો કરે. ૪૧

જેમાં વ્રીહિ અને જવ અનાજ થાય છે, જેનાં આ પાંચ કૃષ્ટિઓ છે, તે પર્જન્યપત્નીને, વર્ષાથી પુષ્ટ થતી ભૂમિને નમસ્કાર થાઓ. ૪૨

જેનાં પુરો દેવતાઓએ કરેલાં છે, જેનાં ક્ષેત્રમાં માણસો વિશિષ્ટ કર્મો કરે છે,-પ્રજાપતિ વિશ્વગર્ભા પૃથ્વીને પ્રત્યેક દિશામાં અમારે માટે આનંદદાયી કરો. ૪૩

નિધિને ધારણ કરતી, બહુ રીતે વસુને ગૂઢ રીતે (ધારણ કરતી), પૃથ્વી મને મણિ હિરણ્ય આપો. વસુ આપતી, દાનશીલ દેવી પ્રસન્ન ચિત્તવાળી થઇ અમને વસુ આપે. ૪૪

વિવિધ ભાષાવાળા, વિવિધ ધર્મોવાળા, માણસોને અનેક રીતે નિવાસ પ્રમાણે ધારણ કરતી પૃથ્વી, નિશ્ચલ, ન ભડકતી ગાયની જેમ, મને ધનની હજાર ધારાઓ દુઝો. ૪૫

તારો જે સાપ, તીક્ષ્ણ દાઢવાળો વિંછી,-હેમન્તથી થીજીગએલો નિશ્ચેષ્ટ ગુપ્ત રીતે પડી રહ્યો હોય; સ્ફુરતા કીડાઓ અને, હે પૃથ્વી ! ચોમાસાની અંદર જે હાલે-ચાલે છે તે અમારી પાસે સરકતું ન આવો; જે શિવ છે તે-વડે અમારા ઉપર મહેર કર. ૪૬

૪૦. શોર કરતા—ૈલબાઃ—આ શબ્દનો ચોક્કસ અર્થ સમજાતો નથી.

તારા જે લોકોને જવાના અનેક માર્ગો–રથનો માર્ગ અને ગાડાંને જવાનો–તે ઉપર ભલાઓ અને પાપીઓ બંને જાય છે, અમે તે માર્ગને જીતીએ–શત્રુ રહિત, ચોર રહિત ( થાય એ રીતે); જે શિવ છે તેવડે મહેર કર. ૪૭

મૂર્ખને ધારણ કરતી અને ગુરુને ધારણ કરતી, ભલાઓ અને પાપીઓના મરણને સહી લેતી, વરાહની સાથે સંપ કરી, પૃથ્વી સૂવર પશુને માટે ઉઘડે છે. ૪૮

તારા જે અરણ્યનાં પશુઓ, વનમાં રહેલાં પ્રાણીઓ, અને માણુસ ખાનારા સિંહ વાઘ અને મનુષ્ય ફરે છે, હે પૃથ્વી ! શિયાળ, વરૂ, કમનસીબ, ઋક્ષીકા અને રાક્ષસ ( તે બધાંને ) અહીંથી અમારાથી આઘાં રાખ. ૪૯

જે ગંધર્વો, અપ્સરાઓ, અને જે અરાયો, કિમીદિઓ, પિશાચો બધા રાક્ષસો તેઓને, હે ભૂમિ ! અમારાથી આઘા રાખ. ૫૦

જેના ઉપર બે પગવાળાં પક્ષીઓ, હંસો, સુપર્ણ શકુનિઓ સાથે ઊડે છે, જેમાં ધૂળ ઉડાડતો વૃક્ષોને હલાવતો પવન આકાશમાં ચઢે છે,—પવન આગળ વાય અને પાસે વાય તે પ્રમાણે ઝાળ હાલે છે. ૫૧

જેમાં સાથે રહેલાં કૃષ્ણ અને અરુણ, રાત્રિ અને દિવસ ભૂમિ વિષે મૂકાએલાં છે, તે વરસાદથી ઘેરાયેલી પૃથ્વી ભૂમિ અમને પ્રત્યેક પ્રિય નિવાસોમાં ભલી રીતે મુકો. ૫૨

---

૪૮ મરણને **निधनम्**. બ્લૂમફીલ્ડ વગેરે 'વાસ'ના અર્થમાં લે છે વ્હીટને શંકાચિન્હ મુકી 'મરણ' એવો અર્થ કરે છે.

૫૧ ઝાળ—'હૉપકીન્સના મત પ્રમાણે અંહીઆ ડાળીઓના ઘર્ષણથી ઉત્પન્ન થતા અગ્નિનો ઉલ્લેખ છે,' વ્હીટને.

દ્યૌ અને પૃથ્વી અને અંતરિક્ષે મને આ વિશાળતા(આપીછે); અને અગ્નિ, સૂર્ય, પાણી અને વિશ્વદેવોએ મેધા આપી છે. ૫૩

હું બળવાન છું, ભૂમિ વિષે નામે ઉત્તર છું, હું સૌને કબજામાં રાખનાર છું. પ્રત્યેક દિશાનો જીતનાર છું. ૫૪

હે દેવિ! જ્યારે ત્યાં આગળ વિસ્તાર પામતાં, દેવોથી કહેવાએલી મહત્ત્વને પામી ત્યારે તારામાં સુભૂ તે(કલ્યાણ) પ્રવેશ કર્યો; ચાર પ્રદિશાઓ તેં નિર્માણ કરી. ૫૫

જે ગ્રામો, જે અરણ્ય, ભૂમિ વિષે રહેલી જે સભાઓ, જે સંગ્રામો, સમિતિઓ, તેમાં અમે તારૂં સારૂં બોલીએ. ૫૬

જ્યારથી જનમી (ત્યારથી) પૃથ્વીમાં જે લોકો રહેતા હતા તે લોકોને ઘોડો જેમ ધુળને તેમ તેં માણસોને ઉડાડી મૂકયાં–સુંદર, આગળ જનારી, ભુવનનું રક્ષણ કરનારી, વનસ્પતિઓને ઓષધિઓને ધારણ કરનારી. ૫૭

જે હું બોલું તે મીઠું બોલું; જે હું જોઉં તે મને (તેઓ) લાવી આપે. તેજવાળો છું, ગતિવાળો છું; બીજા બળવાનોને હણું છું. ૫૮

સુખવાળી, સુગન્ધવાળી, મંગળ, આઉમાં મીઠા પીણાંવાળી, દૂધવાળી મારી સાથે બોલે–ભૂમિ પૃથ્વી દૂધ સાથે (મને બોલાવે). ૫૯

જેને–અર્ણવની અંદર અંતરિક્ષમાં પેસી ગયેલીને–વિશ્વકર્માએ હવિષવડે શોધી, જે ગુહાની અંદર મુકાયેલું ભોગવવાનું પાત્ર હતું તે માતાવાળાઓ માટે ભોગમાં પ્રગટ થયું. ૬૦

તું લોકોની આવપની, વિસ્તાર પામતી કામદુઘા અદિતિ, તારામાં જે કંઇ ઉણપ હોય તે ઋતનો અગ્રજ–પ્રજા-

પતિ પૂરે. ૬૧

હે પૃથિવી ! તારા ઉપર ઉભા રહેનારા, નિરોગી, ક્ષય વિનાના અમારા માટે પ્રસૂત થાઓ; અમારૂં દીર્ઘ આયુષ ભોગવતા અમે તારા પૂજકો થઇએ. ૬૨

હે ભૂમિમાતા ! મને ભલી રીતે સુપ્રતિષ્ઠિત કર. દ્યોની સાથે એક મત થઇ હે કવિ ! મને શ્રીમાં, આબાદીમાં મૂક. ૬૩

---

૫૭

દેવતા—સર્વાત્મક કાલદેવતા, ઋષિ ભૃગુ, છંદ અનુષ્ટુભ, ૧–૪ ત્રિષ્ટુભ, ૫ નિચૃત્પુરસ્તાદ્બૃહતી.

કાળ અશ્વ, સાત રશ્મિવાળો વહે છે,—હજાર આંખવાળો, ઘડપણ ન પામતો, પુષ્કળ વીર્યવાળો; વિદ્વાન કવિઓ તેની ઉપર ચઢે છે. સમગ્ર ભુવનો તેનાં ચક્ર છે. ૧

---

૬૧ આવપની—લોકોને ધારણ કરનાર મોટું પાત્ર, સેં. પી. બી લે. પ્રમાણે. વ્હીટને વગેરે ‘ માણસોને વેરનારી ’ એવો અર્થ કરે છે. ‘ માણસોને વાવનારી ’ અને તે ઉપરથી ઉગાડનારી, પેદા કરનારી એવો અર્થ ન કરાય ?

૬૨ ઉભા રહેનારા—उपस्थाः—આ શબ્દના અર્થ વિષે મતભેદ છે. લ્યુડવીગ અને બ્લૂમફીલ્ડ, ‘ ઉત્સંગો ’ અર્થ કરે છે. ગ્રીફીથ ‘ સ્તન ’ અર્થ કરે છે. મેં અર્થ વ્હીટનીને અનુસરી આપેલો છે.

૧ ‘ આ સૂક્તદ્વય ( આ અને કા. ૧૯. સૂ. ૫૪ ) થી સર્વ જગત્ કારણભૂત કાલરૂપ પરમાત્માની સ્તુતિ કરાય છે. ’ સાયણે આ દૃષ્ટિએ આખા સૂક્તની વ્યાખ્યા કરી છે.

સાત રશ્મિઓ—સાત રશ્મિ શબ્દથી સાત ઋતુઓ સમજવાની છે. બે બે મહિનાની છ ઋતુઓ અને સાતમી ઋતુ તેરમો [અધિક] માસ.’સા. ગ્રીફીથ પ્રમાણે સૂર્યના સાત રશ્મિઓ કિરણો.

આ કાલ સાત ચક્રોને ધારણ કરે છે. એની સાત નાભિ છે. અમૃત ( એનું ) અક્ષ છે. તે આ સર્વ ભુવનોને વ્યાપીને રહેલો છે. તે કાલ, પ્રથમ દેવ ( તરીકે ) જાય છે. ૨

કાલની અંદર પૂર્ણ કુમ્ભ મુકાએલો છે, તેને અમે અનેક રીતે થતો જોઇએ છીએ. તે આ સમગ્ર ભુવનેને મોખરે ( છે ); તેને પરમ વ્યોમમાં કાલ કહે છે. ૩

---

આંખ–અક્ષ, આ શબ્દથી દિવસ રાત્રિઓ સમજવાની. એક હજાર રાત દિવસ, સાયણ.

વહે છે સાયણ આના કર્મ તરીકે પોતા ઉપર બેસનારા લે છે; મ્યૂર અને ગ્રીફીથ 'આપણને' ને કર્મ તરીકે અધ્યાહાર લે છે. સાયણ ચક્રનો અર્થ ગન્તવ્યસ્થાનો કરે છે.

ચઢે છે–વ્હીટને પ્રમાણે 'જે રથ ઘોડા વહે છે તે રથ ઉપર ચઢે છે, ઘોડા ઉપર નહિ.' પોતાના અર્થના ટેકામાં છેલ્લા પદમાં આવતો 'ચક્ર' શબ્દ બતાવે છે.

સાયણ અશ્વને આદિત્યસૂચક ગણી તે પ્રમાણે પણ અર્થ કરે છે; અને પ્રમાણ તરીકે યાસ્ક–નિરુક્ત ૪–૨૭ ટાંકે છે.

૨ 'આ ઋચાથી સંવત્સરરૂપ કાલચક્રનું વર્ણન કર્યું છે.' સા.

સાત ચક્રો=સાત ઋતુઓ' સાયણ.

સાત નાભિ=સાત ઋતુઓના સંધિકાલ.

અક્ષ=સત્ય–અબાધ્યતત્ત્વ.' સા.

વ્યાપીને–**अञ्जत्** સા. આને **अञ्जन** ગણી 'વ્યક્ત કરતો' એવો અર્થ કરે છે. વ્હીટને including 'સર્વ ભુવનોનો સમાવેશ કરતો' એવો અર્થ લે છે. બીજાઓ 'આ બાજુ લાવે છે' એવો અર્થ કરે છે. મેં **अञ्ज्**–ધાતુનો લેપવું એવો અર્થ લઇ ઉપર પ્રમાણે અર્થ કર્યો છે.

૩ કુમ્ભ=દિવસ, રાત, માસ, ઋતુ, સંવત્સર આદિરૂપ મર્યાદિત જન્યકાલ' સાયણ. લ્યુડવીગ. 'સૂર્ય' અર્થ લે છે.

તેણે જ ભુવનોને બરાબર સરજ્યાં છે, ભુવનોની આજુ-બાજુ તે બરાબર ફર્યો છે. પિતા છતાં તેઓનો પુત્ર થયો. તેનાથી બીજું પરમ તેજ નથી. ૪

કાલે આ દ્યૌને ઉત્પન્ન કર્યું છે; કાલે વળી આ પૃથ્વીઓ; કાલમાં ભૂત અને ભવ્ય-પ્રેરાઇ પૃથક્ રહેલાં છે. ૫

કાલે ભૂમિને સર્જી, કાલમાં સૂર્ય તપે છે, કાલમાં સર્વ ભૂતો છે. કાલમાં ચક્ષુ બરાબર જોઇ શકે છે. ૬

કાલમાં મન, કાલમાં પ્રાણ, કાલમાં નામ મુકાયેલું છે. કાલ આવતાં આ સર્વ પ્રજાઓ આનંદ પામે છે. ૭

કાલમાં તપ, કાલમાં જ્યેષ્ઠ, કાલમાં બ્રહ્મ રહેલું છે. કાલ એ સર્વનો ઇશ્વર (છે) જે પ્રજાપતિનો પિતા હતો. ૮

---

૫ કાલમાં—**काले** વ્હીટનેનો કલ્પિત પાઠ **कालेन** છે જેને પીપ્લાદ માંથી ટેકો મળે છે. તેને અનુસરી ' કાલથી પ્રેરાઈ ' એવો વધારે સંગત અર્થ વ્હીટને કરે છે.

૬ ભૂમિ ' **भूतिम्** ' સાયણાચાર્ય ' ભવનવત્ જગત્ ' એવો અર્થ કરે છે. વ્હીટને ' **भूतिम्** ' ને બદલે ' **भूमिम्** ' કલ્પિત પાઠ મૂકે છે.

આ સૂક્તમાં ' કાલ ' ને જગતનું મૂળ ગણ્યું છે. આ વિચાર પછીના દર્શન શાસ્ત્રોમાં અને પુરાણોમાં અનેક સ્થાને ઉલ્લેખ પામે છે. મ્યૂરે (વૉ. ૫ પૃ. ૪૦૯) શ્વેતાશ્વતર ઉપનિષદ્નો ઉલ્લેખ કરી નીચેની પંક્તિ જેમાં જગતના મૂલ તરીકે પ્રસિદ્ધ ભિન્ન ભિન્ન મતોનો ઉલ્લેખ છે તે ટાંકી છે. ' **कालो स्वभावो नियतिर्यदृच्छा भूतानि योनिः पुरुषः।** ' મૈત્રાયણી ઉપનિષદ્માંથી પણ આ સૂક્તને મળતા વિચારો મ્યૂર આપે છે. વિષ્ણુપુરાણ મનુસ્મૃતિ વગેરેમાંથી પણ વિચારો ટાંક્યા છે.

તેનાથી પ્રેરાએલું, તેનાથી જન્મેલું તે તેમાંજ પ્રતિષ્ઠિત છે. કાલ બ્રહ્મ થઇને પરમેષ્ઠિને ધારણ કરે છે. ૯

કાલે પ્રજાઓ સરજી, કાલે પ્રથમ પ્રજાપતિને સરજ્યો, સ્વયંભૂ કશ્યપ કાલમાંથી જન્મ્યો, તપ કાલમાંથી જન્મ્યું. ૧૦

તાણ્ડયમહાબ્રાહ્મણ અ. ૮ ખણ્ડ ૪

## ગાયત્રીની આખ્યાયિકા

સાધ્ય[1] નામના દેવો હતા. તેઓ સમગ્ર યજ્ઞની સાથે સ્વર્ગ લોકમાં ગયા. તે દેવોએ છંદોને કહ્યું: "સોમને હરી લાવો". તેઓએ જગતીને મોકલી. તે ત્રણ અક્ષરો છોડી[2] એક અક્ષરવાળી થઇ આવી. ત્રિષ્ટુભને મોકલી, તે એક અક્ષર છોડી ત્રણ અક્ષરોવાળી થઈ આવી. ગાયત્રીને મોકલી. ત્યારે છંદો ચાર અક્ષરોવાળા હતા; અને તે, તે અક્ષરોને લઇ આઠ અક્ષરોવાળી થઈ, ત્રણ સવનો[3] લઇ,–બે હાથમાં અને એક દાંતથી પકડીને–આવી. તેથી બે સવન અંશુયુક્ત[4] છે. તૃતીય સવન ચુસાએલું છે; શાથી જે દાંતથી તે પકડીને ચુસતી લાવી. તે લાવતાં તેના જે અંશો પડી ગયા તે પૂતીક થયાં;[5] જે

---

૧ સાધ્ય–એક દેવગણ. છાંદોગ્ય ( ૩, ૬–૧૦ ) પ્રમાણે આ દેવગણ બ્રહ્માને આશ્રિત છે. એમનો ઉલ્લેખ પુરુષસૂક્ત–માં છે. શ. બ્રા પ્રમાણે એમનું સ્થાન દેવોના સ્થાનની ઉપર છે. યાસ્ક પ્રમાણે તેમનું સ્થાન ભુવર્લોકમાં–પૃથ્વી અને સૂર્ય વચ્ચે–છે. મ. સ્મૃ. ૧, ૨૨, અને ૩, ૧૯૫ માં એમની ઉત્પત્તિ આદિ વિષે ઉલ્લેખ છે. પુરાણોમાં તે સાધ્યના પુત્રો કહેવાયા છે. તેમની સંખ્યા બાર અથવા સત્તર ગણાય છે. પછીથી એમનું સ્થાન સિદ્ધો લે છે. તેઓનાં બાર નામ–મનસ્ મન્ત્રી, પ્રાણ, નર, પાન, વિનિર્ભય, નય, દંશ, નારાયણ, વૃષ, પ્રભુ ઇત્યાદિ; જુઓ મોનીઅર વીલીઅમ્સની સંસ્કૃત–અંગ્રેજી ડીક્ષનેરી.

૨ ત્રણ અક્ષરો છોડી–'ત્યાંના સોમપાલો સાથે લઢતાં' તેનાં ત્રણ અક્ષરો પડી ગયા. સા.

૩ સવનો–'ત્રણ સવન માટે પૂરતાં સોમદ્રવ્યો'. સા.

૪ અંશુયુક્ત–'નદ્દબાવાથી અણિશુદ્ધ, આખાં.' સા.

૫ પૂતીક–સોમને બદલે વપરાતો એક જાતનો છોડ.

ફૂલ પડી ગયાં તે અર્જુન;[૬] જે ફૂત્કારાયું તે પ્રપ્રોથ.[૭] તેથી ત્રીજા સવનમાં જે આશિરને[૮] જ લાવે છે તે સોમને ગાયો ખાય છે. તેના તે રસને, સોમસહિત છે માટે, લાવે છે. ૧

તે ત્રિષ્ટુભ અને જગતીએ ગાયત્રીને કહ્યું: અમે ( બે ) તારી પાસે આવીએ. તેણે કહ્યું: "તેથી મારે માટે શું થાય ?" "જે ઇચ્છે ( એ )" એમ તેઓએ કહ્યું. તેણે કહ્યું "આખું પ્રાતઃસવન મારૂં; હું પછીના બે સવનોની પ્રણેતા થાઉં." તેથી પ્રાતઃસવન ગાયત્રીનું છે, ગાયત્રી પછીના બે સવનોની પ્રણેતા છે. ૨

તેની પાસે ત્રિષ્ટુભ ત્રણ અક્ષરો સાથે આવી. તે અગીઆર અક્ષરોવાળી થઇ પ્રકર્ષને પામી. તેની પાસે જગતી એક અક્ષર સાથે આવી. તે બાર અક્ષરોવાળી થઇ પ્રકર્ષને પામી.

તેથી કહે છે કે ગાયત્રી એ જ સર્વ છંદો છે; શાથી જે ગાયત્રી આમને પોષતી ગઇ.[૯]

૫૯

## કલ્યાણ આંગિરસની આખ્યાયિકા

અંગિરસો પૂર્વે સત્ર કરતા હતા. તેમને સ્વર્ગલોક પ્રાપ્ત થયો, મળ્યો.[૧] પણ દેવયાન માર્ગને ન જાણ્યો. તેમાંનો કલ્યાણ આંગિરસ વિચારતો વિચારતો ઉંચે ચઢયો.

૬ અર્જુન–'હરિત તર્ણો' સા. સોમને બદલે વપરાય છે.

૭ ફુત્કાર્યું ઇત્યાદિ પ્રપ્રોથ–એ નામની વનસ્પતિ, સા. સોમને બદલે વપરાય છે.

સોમ ન હોય ત્યારે પૂતીક વગેરેનો સોમના પ્રતિનિધિ તરીકે ઉપયોગ થઇ શકે તે જણાવા એમનો ઉલ્લેખ કર્યો છે, સા.

૮ આશિર્–મિશ્રણ,મિશ્રણ કરવા માટે દુધ દહિ,દહિ મિશ્રિત સોમરસ.

૯ ગઇ–યજ્ઞમાં ગઈ. સા.

૧ મળ્યો–સ્પૃતઃ સ્પૃ (ગ. ૫. વેદમાં ઉભયપદી) 'મેળવવું' ઉપરથી. સા. 'ખુશ કરવું' એ અર્થ લઇ 'પ્રિયહેતુ' થયો એવો અર્થ કરે છે.

અપ્સરાઓની મધ્યે હિંચતા ઊર્ણાયુ ગંધર્વ પાસે ગયો. તે 'જાઉં' એમ જેને-જેને ધારતો તે એને વાંછતી. તેણે કહ્યું "હે કલ્યાણ! તમને સ્વર્ગલોક પ્રાપ્ત થયો છે—મળ્યો છે. પણ દેવયાન માર્ગને તમે જાણતા નથી. આ સ્વર્ગ્ય[2] સામ છે, તેના વડે સ્તવન કરી સ્વર્ગલોકમાં જશો. પણ કહીશ નહિ કે 'મેં જોયું છે'.[3]

તે કલ્યાણ ગયો. તે બોલ્યો: 'આપણને સ્વર્ગલોક પ્રાપ્ત થયો છે—મળ્યો છે.પણ દેવયાન માર્ગને આપણે જાણતા નથી.આ સ્વર્ગ્ય સામ છે તેનાવડે સ્તવન કરીને સ્વર્ગલોકમાં જઈશું.' "તને કોણે કહ્યું?" "મેં પોતે જ જોયું." તેનાવડે સ્તવન કરીને તેઓ સ્વર્ગમાં ગયા. કલ્યાણ રહી ગયો; કારણ કે તે જુઠું બોલ્યો. તે [4]આ ધોળા કોઢવાળો (દેખાય છે.)

---

## ૬૦
## આંગિરસ શિશુની આખ્યાયિકા

શિશુ આંગિરસ મંત્રકર્તાઓમાં મંત્રકર્તા હતો. તેણે પિતાઓને પુત્રો કહીને બોલાવ્યા. તેના પિતાએ કહ્યું "તું અધર્મ કરે છે, જે અમે પિતાઓ છીએ તેને પુત્રો કહી સંબોધે છે." તેણે કહ્યું "હું જ પિતા છું, જે મંત્રકર્તા છું." તેઓએ દેવતાઓમાં પુછયું. તે દેવોએ કહ્યું "તે જ પિતા છે જે મંત્રકર્તા છે. તેથી તે ઉત્કર્ષ સાથે જીત્યો. શૈશવ સામથી સ્તુતિ કરનાર ઉત્કર્ષસાથે જીતે છે.

---

## ૬૧
## યતિઓની આખ્યાયિકા

ઇંદ્રે યતિઓને[1] સાલાવૃકયોને[2] નાખ્યા. તેમાંથી ત્રણ

---

૨. સ્વર્ગ્ય—જેનાવડે સ્વર્ગ મળે તે.

૩. મેં જાણ્યું છે એમ ન કહીશ પણ ઊર્ણાયુએ કહ્યું છે એમ કહેજે. સા.

૪. જૂઠું બોલનાર.

૧. યતિ નામના યજ્ઞવિરોધી લોકો, સા.

૨. શિયાળ અથવા વરૂઓ.

બચ્ચાઃ પૃથુરશ્મિ, બૃહદ્ગિરિ, રાયોવાજ. તેઓએ કહ્યું "અમને પુત્રો તરીકે કોણ પોષશે"? "હું" ઇંદ્રે કહ્યું. તેઓને (રથમાં) મુકી પરિચર્યા કરતો,પોષતો,તેઓને મોટા કરી તેણેકહ્યું,"કુમારો, વર માગો." "મને ક્ષત્ર આપો" પૃથુરશ્મિએ કહ્યું. તેને આ પૃથુરશ્મ(સામ)વડે ક્ષત્ર આપ્યું. ક્ષત્રની ઇચ્છાવાળાએ આનાવડે સ્તવન કરવું. ક્ષત્રની જેમ એને પ્રકાશ થશે. "મને બ્રહ્મવર્ચસ" બૃહદ્ગિરિએ કહ્યું. તેને આ બૃહદ્ગિરિ (સામ)વડે બ્રહ્મવર્ચસ્ આપ્યું.બ્રહ્મવર્ચસની ઇચ્છાવાળાએ એનાવડે સ્તુતિ કરવી. બ્રહ્મવર્ચસવાળા જેવો થશે. "મને પશુઓ" રાયોવાજે કહ્યું. તેને આ રાયોવાજીય (સામ)વડે પશુઓ આપ્યાં.પશુની ઇચ્છાવાળાએ આનાવડે સ્તુતિ કરવી. પશુવાળો થશે.

રાજન્ય માટે પાર્થુરશ્મ બ્રહ્મ સામ કરવું, બાર્હદ્ગિર બ્રાહ્મણને માટે, રાયોવાજ વૈશ્યને માટે. સ્તુતિ પોતાના રૂપથી જ એમને સમૃદ્ધ કરે છે. ૧૮

---

૬૨

## વત્સની આખ્યાયિકા

વત્સ અને મેધાતિથિ કણ્વગોત્રના હતા. તે વત્સને મેધાતિથિએ મ્હેણું માર્યું: "અબ્રાહ્મણ છું શૂદ્રાપુત્ર!" તેણે કહ્યું "ઋતવડે[1] અગ્નિમાં પ્રવેશ કરીએ, આપણામાંથી કોણ ખરો બ્રાહ્મણ છે (એની પરીક્ષાકરવા)." વાત્સ સામવડે વત્સ ગયો,મેધાતિથ સામવડે મેધાતિથિ ગયો. તેનો (વત્સનો) વાળ સરખોય ન બળ્યો, ન[2]. 'તે જ' [3]એમ તેણે કામના કરી. વાત્સ સામ ઇચ્છા પૂરનારૂં છે. (યજમાન) ઇચ્છા આનાવડે જ પ્રાપ્ત કરે છે.

---

૬૩

## વસિષ્ઠની આખ્યાયિકા

ઋષિઓ ઇંદ્રનું દર્શન પ્રત્યક્ષ ન પામ્યા. તે વસિષ્ઠે ઇચ્છા

---

૧. સત્યભૂત મન્ત્રવડે. સા.

૨. મૂળમાં એ 'ન' છે. ભાષ્યકાર એક 'ન' હોય એમ અર્થ કરે છે. જો છાપની ભૂલ ન હોય તો દ્વિરુક્તિ ભાર માટે ગણી અર્થ લેવો જોઇએ.

૩. 'ન બળું' એવી ઇચ્છા કરી અને એ ઇચ્છા ફળી. સા.

કરી "હું શી રીતે ઇંદ્રને પ્રત્યક્ષ જોઉં".તેણે આ નિહવને[1] જોયો. તેનાથી તેણે ઇંદ્રને પ્રત્યક્ષ જોયો. તેણે (ઇંદ્રે) એને કહ્યું "હું તને બ્રાહ્મણ કહું છું જેથી તું જેનો પુરોહિત હઈશ એવા ભરતો પ્રકર્ષને પામશે." પછી "મારાથી બીજા ઋષિઓને આ કહીશ નહિ."તેને આ સ્તોમભાગો કહ્યા તેથી વસિષ્ઠ–પુરોહિતવાળા ભરતો પ્રકર્ષ-વાળા થયા.આ સેન્દ્ર સામ છે;શાથી જે આ સામ સેન્દ્રત્વમાટે છે.

૬૪

## દેવો અને અસુરોની આખ્યાયિકા.

દેવો અને અસુરો સ્પર્ધા કરતા હતા. તેમાંથી કોઇ જીતી ન શકયું. તેઓએ કહ્યું "વાણીના દ્વન્દ્વથી આપણે જીતીએ. આપણામાંથી જે વાણીનું દ્વન્દ્વ ન આપી શકે તે પરાભવ પામે." તે દેવતાઓએ **एक** એમ કહ્યું; **एका** એ રીતે અસુરોએ એની જોડી આપી. **द्वौ** એમ દેવોએ કહ્યું; **द्वे** એમ અસુરોએ વાણીની જોડી આપી. **त्रयः** એમ દેવોએ કહ્યું; **तिस्रः** એમ અસુરોએ વાણીની જોડી આપી. **चत्वारः** ( ચાર ) એમ દેવોએ કહ્યું; **चतस्रः** એમ અસુરોએ વાણીની જોડી આપી. **पंच** એમ દેવોએ કહ્યું.અસુરોને એની જોડી ન મળી. તેથી દેવોએ અસુરોને પરાભવ કર્યો.

૬૫

## ઇંદ્ર અને રુશમાની આખ્યાયિકા.

ઇંદ્ર અને રુશમાએ હોડ બકી: "આપણમાંથી જે પહેલું ભૂમિનું પર્યટણ કરે તે જીતે." ભૂમિનું પર્યટણ ઇંદ્રે કર્યું; કુરુક્ષેત્રનું રુશમાએ. તેણીએ કહ્યું "મેં તારા ઉપર જય મેળવ્યો." "મેં જ તારા ઉપર જય મેળવ્યો" એમ ઇંદ્રે કહ્યું. તેઓએ દેવતાઓમાં પૂછયું. તે દેવોએ કહ્યું "જેટલું કુરુક્ષેત્ર છે તેટલી પ્રજાપતિની વેદિ છે." તેમાંથી કોઈ ન જીત્યું.

૧. એ નામનું સામ.

ઐતરેય બ્રાહ્મણ પં. ૭. અથવા અ. ૩૩. ખ. ૧

## શુનઃશેપનું આખ્યાન.*

હરિશ્ચંદ્ર[૧]–વેધસનો[૨] પુત્ર ઇક્ષ્વાકુકુળનો રાજા–અપુત્ર હતો. તેને સો સ્ત્રીઓ હતી. તેમનાથી તેને પુત્રપ્રાપ્તિ ન થઇ. તેના ઘરમાં પર્વત અને નારદ રહેતા હતા. તેણે નારદને પૂછ્યું:—

"જે જ્ઞાનવાળા છે અને જે નથી તેઓ જે આ પુત્રને ઇચ્છે છે–તે પુત્રથી શુ લાભ થાય છે તે મને કહો."

તે એક (ગાથાથી) પૂછાયેલાએ દશવડે જવાબ આપ્યો:– "જો જન્મેલા જીવતા પુત્રનું પિતા મુખ જુએ તો એને ઋણ સોંપે છે અને અમૃતત્વને પામે છે.[૪]" ૧

પ્રાણીઓનાં જેટલા પૃથ્વીમાં ભોગો છે, જેટલા જાતવેદામાં (અગ્નિમાં) છે, જેટલા પાણીમાં છે, તેનાથી વધારે પિતાના પુત્રમાં છે. ૨

પિતાઓ પુત્રવડે સદાને માટે ઘોર અંધકારને ઓળંગી ગયા છે. આત્મા આત્મામાંથી જન્મ્યો; તે પાર લઇ જનારી અન્નયુક્ત (હોડી) છે.

---

* જે પ્રસંગ ઉપર આ કહેવાય છે તે માટે જુઓ આખ્યાનનો અન્તિમ ભાગ

૧. હરિશ્ચન્દ્ર-સાયણ પાણિનિનું '**प्रस्कण्वहरिश्चन्द्रावृषी** પ્રસ્કણ્વ અને હરિશ્ચન્દ્ર ઋષિ' હતા એ પ્રમાણ ટાંકી તેને રાજર્ષિ કહે છે.

૨. વેધસ–એ નામનો રાજા. સા.

૩. અપુત્ર હતો, મૂળમાં **राजा॰त्र** છે. કીથ તેનો અર્થ 'રાજાનો પુત્ર' એવો કરે છે. સા. **राजा—अपुत्रः** એવો પાઠ લે છે.

૪ " હવે પુત્રને કહે છે, તું બ્રહ્મ છે, તું યજ્ઞ છે, તું લોક છે' તે

મળથી શું, મૃગચર્મથી શું, જટાથી શું, તપથી શું ? હે બ્રાહ્મણો! પુત્રને ઇચ્છો. તે જ અનિન્દ્ય[5] લોક છે. ૪

અન્ન પ્રાણ છે,[6] વસ્ત્ર એ શરણ છે, હિરણ્ય એ રૂપ છે, પશુઓ વિવાહ છે, જાયા સખા છે, દુહિતા સંકટ છે, પુત્ર પરમ વ્યોમમાં જ્યોતિ છે. ૫

પતિ જાયામાં પ્રવેશ કરે છે; તે ગર્ભ થઈને માતામાં (પ્રવેશ કરે છે); તેમાં ફરી નવીન[7] થઈ દસમે માસે જન્મે છે. ૬

આમાં ફરીથી આ જન્મે છે તેથી જાયા જાયા થાય છે. આ આભૂતિ છે, ભૂતિ છે;[8] એમાં બીજ મુકાય છે. ૭

દેવો અને ઋષિઓએ એનામાં મોટું તેજ ભર્યું છે. દેવોએ મનુષ્યોને કહ્યું "આ તમારી ફરીથી માતા છે." ૮

---

પુત્ર જવાબ આપે છે 'હું બ્રહ્મ છું. હું યજ્ઞ છું, હું લોક છું' "એટલે પિતા કહે છે કે મારે વેદાધ્યયન કરવાનું છે, યજ્ઞ કરવાનો છે, અને ઉત્તમ લોક પ્રાપ્ત કરવાના છે, પુત્રના ઉત્તરનું તાત્પર્ય એવું છે કે હું બધું કરીશ. સાયણ.

૫. અનિન્દ્ય, **अवदावदः** ' વદવાને અયોગ્ય તે અવદ, એટલે કે નિન્દા વાક્યો તે વડે ન વદાય ન કહેવાય તે અવદાવદ. કીથ **वदावः** એવો પાઠ લે છે અને વેદનું રૂપ ગણે છે અને તેનો અર્થ advice 'સલાહ, કરે છે, રૅાથ, વેબર વગેરે સાયણનો અર્થ લે છે. મેક્ષમુલર undoubtedly 'ખરેખર' અર્થ કરે.

૬. અન્ન એ પ્રાણધારક છે, વસ્ત્ર તાઢ તડકાથી રક્ષણ કરે છે માટે ગૃહસમાન. પશુ સંપત્તિનું સૂચક' છે, અને વિવાહ થવામાં કારણભૂત છે.

૭. નવીન **नव** ' આ શબ્દ ઉપર શ્લેષ કરી 'નવમાસ' અને 'નવો' એ બન્ને અર્થો કહાડવાનો કવિનો પ્રયાસ દેખાય છે.

૮. આભૂતિ, ભૂતિ—' આમાં પતિ પુત્રરૂપે ભવે છે, થાય છે માટે આ ભૂતિ; વીર્યરૂપે આવીને આમાં પુત્રરૂપ ભવે છે માટે આભૂતિ.' સા. કીથ **आ तिरेवा आभूतिः** એવો પાઠ લે છે. અને પ્રથમને પિતા સૂચક અને બીજાને માતા સૂચકગણે છે.

અપુત્રને લોક નથી તે બધાએ પશુઓ જાણે છે. તેથી પુત્ર મા અને બ્હેનથી ચઢી જાય છે. ૯

આ વિશાળ સુખવાળો માર્ગ છે, જે ઉપર પુત્રવાળાઓ શોક વિનાના થઇ વિચરે છે; તે પશુઓ અને પક્ષીઓ જુએ છે, તેથી તેઓ માની સાથે પણ મૈથુન સેવે છે." ૧૦
એ રીતે એને કહ્યું.

પછી એને કહ્યું " વરુણ રાજા પાસે જા; ' મને પુત્ર થાઓ. તેના વડે હું તને બલિ આપીશ ' ( એમ કહે તો )" " ઠીક " રાજાએ જવાબ આપ્યો ) તે વરુણ રાજા પાસે ગયો. " મને ( પુત્ર થાઓ તેના વડે હું તને પૂજીશ" (એમ બોલતો). "સારૂં." ( વરુણે જવાબ આપ્યો ). તેને પુત્ર થયો, રોહિત નામે. તેને ( વરુણે ) કહ્યું " તને પુત્ર થયો. મને એનાવડે બલિ આપ. " તેણે કહ્યું " જ્યારે પશુના દશ દિવસ પૂરા થાય છે ત્યારે જ તે મેધ્ય થાય છે. એને દશ દિવસ પૂર થવા દે પછી તને બલિ આપીશ" "સારૂં" (વરુણે જવાબ આપ્યો). તેને દશ દિવસ થયા. તેને ( વરુણે ) કહ્યું, " દશ દિવસ થયા, આનાવડે મને બલિ આપ." તેણે કહ્યું " જ્યારે પશુ-ને દાંત આવે છે ત્યારે તે મેધ્ય થાય છે. એને દાંત આવવા દે, પછી હું તને બલિ આપીશ. " " સારૂં " (વરુણે જવાબ આપ્યો ). તેને દાંત આવ્યા. તેને કહ્યું " આને દાંત આવ્યા છે એનાવડે મને બલિ આપ". તેણે કહ્યું " જ્યારે પશુના દાંત પડી જાય છે ત્યારે તે મેધ્ય થાય છે. એના દાંત પડવા દે પછી હું તને પૂજીશ. " " સારૂં " ( વરુણે જવાબ આપ્યો ). તેના દાંત પડી ગયા. તેને કહ્યું " આના દાંત પડી ગયા મને આનાવડે બલિ આપ. " તેણે કહ્યું " જ્યારે પશુના દાંત ફરીથી થાય છે ત્યારે તે મેધ્ય થાય છે. તેના દાંત ફરીથી આવવા દે પછીથી તને બલિ આપીશ." " સારૂ " (વરુણે જવાબ આપ્યો. ) પછી તેને દાંત ફરીથી આવ્યા. તેને કહ્યું

"આને દાંત ફરીથી આવ્યા છે, એનાવડે મને બલિ આપ." તેણે કહ્યું "જ્યારે ક્ષત્રિય (ધનુર્બાણકવચાદિથી) સજ્જ થવા યોગ્ય (સાંનાહુક) થાય છે ત્યારે તે મેધ્ય થાય છે, એને એ સજ્જતા પ્રાપ્ત કરવા દે પછી હું તને બલિ આપીશ." "સારૂ" (વરુણે જવાબ આપ્યો). તે સંનાહને પ્રાપ્ત થયો. તેણે કહ્યું "આ સંનાહને પ્રાપ્ત થયો છે તેનાવડે મને બલિ આપ". તેણે "સારૂ" એમ કહી પુત્રને બોલાવ્યો. "બાપુ! આણે તને મને આપ્યો છે: અફસોસ! હું તારાવડે એને બલિ આપીશ." "ના" કહી તે ધનુષ લઇ અરણ્યમાં ચાલ્યો ગયો. તે અરણ્યમાં એક વર્ષ ફર્યો. ૧૪

હવે ઐક્ષ્વાકને વરુણે પકડયો. તેને જળોદર થયું. તેની રોહિતને ખબર પડી. તે અરણ્યમાંથી ગામમાં આવ્યો. ઇંદ્રે પુરુષરૂપે તેની પાસે આવી કહ્યું "શ્રમ કરનાર માટે વિવિધ પ્રકારની લક્ષ્મી છે એમ, હે રોહિત! અમે સાંભળ્યું છે. બેસી રહેનારો માણસ પાપી છે. ઇંદ્ર ચાલનારનો જ સખા છે. તું ફર જ" '"ફર જ" એમ બ્રાહ્મણે મને કહ્યું છે' (એમ વિચારી) તે બીજું વર્ષ અરણ્યમાં ફર્યો. તે અરણ્યમાંથી ગામમાં આવ્યો. તેની પાસે ઇંદ્રે પુરુષરૂપે આવી કહ્યું "ચાલનારની જંઘા પુષ્પિણી થાયછે. જાત વધે છે અને ફળ મેળવે છે. એનાં સર્વ પાપો રસ્તામાં શ્રમથી હણાઇને નાશ પામે છે.[૯] તું ફર જ" '"ફર જ" એમ મને બ્રાહ્મણે કહ્યું છે' (એમ વિચારી) તે ત્રીજું વર્ષ

---

૯: પુષ્પિણી, 'જેમ પુષ્પયુક્ત વૃક્ષ, શાખા, અથવા લતા સુગન્ધવાળાં થતાં સેવ્ય થાયછે એમ ફરનારાની જંઘા શ્રમઉપર જય મેળવ્યાથી સેવ્ય થાયછે.' સા. જાત—આત્મા, 'મધ્ય દેહ વધે છે અને આરોગ્યરૂપ ફલયુક્ત થાય છે' સા. સર્વપાપો—'તીર્થ ક્ષેત્રાદિના માર્ગોમાં ફરવાથી તે તે દેવતાઓનાં દર્શનથી, તે જાતના પ્રયાસથી સર્વે પાપો નાશ પામે છે.' સા.

અરણ્યમાં ફર્યો. તે અરણ્યમાંથી ગામમાં આવ્યો. તેની પાસે ઇંદ્રે પુરુષરૂપે આવી કહ્યું "બેસનારનું નસીબ બેસે છે, ઉભા રહેનારનું ઉંચુ રહે છે, સુનારનું સુએ છે, ચાલનારનું નસીબ ચાલેછે.ફર જ" "'ફર જ"એમ મને બ્રાહ્મણે કહ્યું છે,'(એમ વિચારી) ચોથું વર્ષ અરણ્યમાં ફર્યો. અરણ્યમાંથી તે ગામમાં આવ્યો. ઇંદ્રે તેની પાસે પુરુષરૂપે આવી કહ્યું "સુવે છે તે કળિ થાય છે, ઉઠે છે તે દ્વાપર થાય છે, ઉભો થતો ત્રેતા થાય છે, ચાલતો કૃત થાય છે.૧૦ ફર જ" ' "ફર જ" એમ મને બ્રાહ્મણે કહ્યું છે' (એમ વિચારી) પાંચમું વર્ષ તે અરણ્યમાં ફર્યો. તે અરણ્યમાંથી ગામમાં આવ્યો. ઇંદ્રે પુરુષરૂપે તેની પાસે આવી કહ્યું "ફરનાર મધુ પ્રાપ્ત કરે છે, ફરનાર સ્વાદુ ઉદુમ્બર મેળવે છે. સૂર્યના શ્રમને જો, જે ફરતાં આળસી જતો નથી. ફર જ." ' "ફર જ" એમ મને બ્રાહ્મણે કહ્યું છે' (એમ વિચારી) છઠ્ઠું વર્ષ તે અરણ્યમાં ફર્યો. તે ભૂખથી ઘેરાયેલા સુયવસના પુત્ર અજીગર્ત ઋષિ પાસે અરણ્યમાં આવ્યો. તેને ત્રણ પુત્રો હતા, શુનઃપુચ્છ, શુનઃશેપ, શુનોલાઙ્ગૂલ. તેણે તેને કહ્યું "હે ઋષિ! હું તને સો (ગાયો)આપું. હું આમાંના એકવડે મારી જાતને છોડાવા ઈચ્છું છું. તેણે (ઋષિએ) મોટા પુત્રને પકડીને કહ્યું "આને નહિ". "આને નહિ" એમ નાનાને માએ. તેઓએ

૧૦ 'પુરુષની ચાર અવસ્થા છે, નિદ્રા, તેનો પરિત્યાગ, ઉત્થાન અને સંચરણ. આ ચાર અવસ્થાઓ ચાર યુગોને મળતી છે.' સા. પણ કીથના મતે— 'કલિ, આદિથી પાસાનાં ચાર દાવ સમજવાનાં છે. મેક્ષમુલર વગેરે જો કે, સાયણ સાથે સંમત છે તો પણ યુગોનો અર્થ લઇ શકાય એમ નથી. મનુસ્મૃતિ એ ઐ. બ્રાને માટે પુરાવો ન ગણાય. ચાર યુગોની કલ્પના વૈદિક નથી.' ઐ. બ્રા. હા. ઓ. સી પૃ. ૩૦૨.

મધ્યમ શુનઃશેપ વિષે કબુલાત કરી. તેને સો આપી તે તેને લઈ અરણ્યમાંથી ગામમાં આવ્યો. તેણે પિતાની પાસે આવી કહ્યું "બાપુ! મેં આનાવડે મારી જાતને છુટી કરી છે." તે વરુણ રાજા પાસે ગયો, (અને કહ્યું) "આનાવડે હું તને બલિ આપું છું". "સારૂં ક્ષત્રિય કરતાં બ્રાહ્મણ વધારે સારો" એમ વરુણે કહ્યું. તેને (રાજાને) આ રાજસૂય યજ્ઞક્રતુનો તેણે ઉપદેશ કર્યો. અભિષેચનીય (નામના દિવસે) તે આ પુરુષ પશુને તેણે મેળવ્યો. ૧૫

તેનો વિશ્વામિત્ર હોતા હતો, જમદગ્નિ અધ્વર્યુ, વસિષ્ઠ બ્રહ્મા, અને અયાસ્ય ઉદ્ગાતા. તે ઉપાકૃતનો[૧૧] નિયોગકરનાર ન મળ્યો. તે સુયવસના પુત્ર અજીગર્તે કહ્યું "મને બીજી સો આપશો તો હું એનો નિયોગ કરીશ". તેને બીજી સો આપી. તેણે તેનો નિયોગ કર્યો. તે ઉપાકૃતનો, નિયુક્તનો, આપ્રીતનો, પર્યગ્નિકૃતનો વધ કરનાર ન મેળવી શકયા. તે સુયવસના પુત્ર અજીગર્તે કહ્યું "મને બીજી સો આપશો તો હું એનો વધ કરીશ." તેને બીજી સો આપી. તે તરવારને બહાર કાઢતો આવ્યો. હવે શુનઃશેપે જોયું કે "આ માણુસ ન હોઉં એમ

૧૧ ઉપાકૃતથી–વધ કરશે—' અભિષેચનીય નામના એક દિવસના સોમયાગમાં વિશ્વામિત્રે તે શુનઃશેપને સવનીય પશુ તરીકે ઉપાકૃત કર્યો. ઉપાકરણ એટલે મન્ત્રોચ્ચાર સાથે બર્હિષયુક્ત પ્લક્ષની શાખાવડે સ્પર્શ કરી સ્વીકાર કરવો તે. આ પ્રમાણે ઉપાકરણવડે સંસ્કાર પામેલાનો નિયોક્તા એટલે કે યૂપે બાંધનાર ન મળ્યો. નિયોજન એટલે રશનાવડે કમ્મર માથું અને પગ બાંધી રશનાની ટોચને યૂપે–થાંભલે બાંધવું તે. આપ્રીત–આપ્રી નામની અગીઆર ઋચાઓવડે પ્રયાજયાજ્યવડે જે યજન તે આપ્રીણન, (એટલે કે આપ્રી ઋચાઓ વગેરે બોલાઇ ગયા પછી), પર્યગ્નિકૃત–દર્ભની મશાલવડે પશુની ત્રણુવાર પ્રદક્ષિણા કરવી તે પર્યગ્નિકરણ. આ જાતના ચાર સંસ્કાર પછી તેનો વધ કરનાર ન મળ્યો. શ્રુતિ પ્રમાણે પર્યગ્નિકરણ પછી મનુષ્યને છોડી મૂકે છે. 'પણ આ તો માણુસ ન હોઉં એમ પશુની જેમ મને મારવા તૈયાર થયા છે' એમ વિચારી શુનઃશેપ દેવોનો આશ્રય લે છે.' સાયણ.

મારો તેઓ વધ કરશે. હું દેવતાની પાસે દોડું.” તે દેવતાઓના પ્રથમ પ્રજાપતિ પાસે આવ્યો, ‘કોની, ખરે, અમરોના ક્યાની’ [૧, ૨૪, ૧] એ ઋચા સાથે. તેને પ્રજાપતિએ કહ્યું “અગ્નિ દેવોની વધારેમાં વધારે નજીક છે. તેની પાસે જા.” તે અગ્નિ પાસે ગયો, ‘ અમરોના પ્રથમ અગ્નિની પાસે ’ [૧,૨૪,૨]એ ઋચા સાથે.તેને અગ્નિએ કહ્યું “સવિતા જન્મેલાનો ઇશ્વર છે, તેની પાસે જા.” તે સવિતા પાસે ગયો. ‘હે દેવ સવિતા તને ’ [ ૧, ૨૪, ૩, ૫ ] એ ત્રણ ઋચાઓ સાથે. તેને સવિતાએ કહ્યું “ તું વરુણ રાજા માટે નિયોજાયેલો છે, તેની પાસે જ જા ”. તે વરુણ રાજા પાસે ગયો, અહીંથી આગળની એકત્રીશ ઋચાઓ સાથે. તેને વરુણે કહ્યું “ અગ્નિ દેવોનું મુખ છે, ઉત્તમ મિત્ર છે. તેની સ્તુતિ કર. પછી અમે તને છોડીશું.” તેણે અગ્નિની સ્તુતિ કરી, આનાથી આગળની બાવીસ ઋચાઓવડે. તેને અગ્નિએ કહ્યું “ વિશ્વદેવોની સ્તુતિ કર પછી અમે તને છોડીશું.” તેણે ‘મોટાઓને નમસ્કાર નાનાઓને નમસ્કાર ’ [૧, ૨૭, ૧૩] એ ઋચાવડે વિશ્વદેવોની સ્તુતિ કરી. તેને વિશ્વદેવોએ કહ્યું “ ઇંદ્ર દેવતાઓમાં વધારેમાં વધારે તેજસ્વી છે, બળવાન છે, શક્તિવાળો છે, સત્ત્વવાળો છે, પાર લઇ જાય એવો છે, તેની સ્તુતિ કર. પછી અમે તને છોડીશું.” તેણે ઇંદ્રની સ્તુતિ કરી ‘હે સાચા જે કાંઇ સોમપાન કરનારાઓ’ એ સૂક્તવડે અને પછી નાની પંદર ઋચાઓવડે [૧, ૨૯; ૧, ૩૦, ૧–૧૫]. સ્તુતિ પામતા ઇંદ્રે મનથી પ્રસન્ન થઇ તેને હિરણ્યરથ આપ્યો. તેની પાસે ‘ સદા ઇન્દ્ર ’ [ ૧, ૩૦, ૧૬ ] એ ઋચાવડે ગયો. તેને ઇંદ્રે કહ્યું “અશ્વીઓની સ્તુતિ કર. પછી અમે તને છોડીશું”. તેણે અશ્વીઓની સ્તુતિ કરી, આનાથી આગળની ત્રણ ઋચાઓ વડે. તેને અશ્વીઓ કહ્યું “ઉષાની સ્તુતિ કર.” તેણે આનાથી પછીની ત્રણ ઋચાઓવડે ઉષાની સ્તુતિ કરી. એક એક ઋચા બોલાતાં તેનો પાશ છૂટો થવા લાગ્યો, ઐક્ષ્વાકનું પેટ નાનું

થવા લાગ્યું. છેવટની ઋચા બોલતાં પાશ છૂટા થઇ ગયા, ઐક્ષ્વાક નિરોગી થયો. ૧૬

તેને ઋત્વિજોએ કહ્યું "તું જ અમારા આ દિવસની સમાપ્તિ ક્રિયા કર." પછી શુનઃશેપે આ અંજઃસવનું દર્શન કર્યું. 'જે કાંઇ તું ગૃહે ગૃહે' આ ચારવડે તેનો સોમરસ કાઢયો [ ૧, ૨૮, ૫–૮ ]. પછી એને દ્રોણુકલશ પાસે લાવ્યો, 'પાત્રમાં જે વધ્યું છે તે લ્યો' [૧,૨૮ ૯]એ ઋચાસાથે.પછી એણે (હરિશ્ચંદ્રે શુનઃશેપને) સ્પર્શ કરતાં પૂર્વની ચાર ઋચાઓવડે સ્વાહાકાર સાથે હવન કર્યું. પછી એને અવભૃથ પાસે લઈ ગયો, 'તું હે અગ્નિ ! વરુણને જાણતો' એ બે વડે [૪, ૧, ૪–૫]. પછી આનાથી આગળ એને આહવનીય અગ્નિની ઉપાસના કરાવી, 'હજારમાંથી બાંધેલા શુનઃશેપને' [ ૫, ૨, ૭ ] એ વડે. પછી શુનઃશેપ વિશ્વામિત્રના ખોળામાં બેઠો. તે અજીગર્ત સૌયવસિએ કહ્યું "ઋષિ મને મારો દીકરો પાછો આપ". "ના", વિશ્વામિત્રે કહ્યું, "દેવોએ મને આને આપ્યો છે." તે દેવરાત વૈશ્વામિત્ર થયો. તેના (વંશજો) આ કાપિલેયો,બાભ્રવો. તે અજીગર્ત સૌયવસિએ કહ્યું,"તુંજ અહીં આવ,અમે તને બોલાવીએ છીએ".[૧૨] તે અજીગર્ત સૌયવસિએ કહ્યું "તું જન્મથી આંગિરસ છે, તું અજીગર્તનો દીકરો કવિ તરીકે પ્રસિદ્ધ છે. હે ઋષિ ! પૈતામહ તંતુથી છૂટો ન પડ. મારી પાસે પાછો આવ." તે શુનઃશેપે કહ્યું "તને હાથમાં શસ્ત્રવાળો તેઓએ જોયો છે, જે શૂદ્રોની અંદર પણ ન મળે. તેં ત્રણસો ગાયો મારા કરતાં, હે અંગિરસ ! પસંદ કરી !" તે અજીગર્ત સૌયવસિએ કહ્યું "બાપુ ! મેં જે પાપ કર્મ કર્યું છે તે મને દાઝે છે. તે હું પરહરૂં છું. ગાયોના [ ત્રણે ] સેંકડા તારી પાસે જાય." તે શુનઃશેપે કહ્યું "જે એકવાર પાપ કરે, તે પછી બીજી વાર કરે, તે શૂદ્રની રીતમાંથી ખસતો નથી. તેં પાછું ન સંધાય એવું કર્યું છે." "અસંધેય" એ

૧૨. અહીંઆ વાક્ય બરાબર બંધ બેસતું નથી.

શબ્દ ઉપર વિશ્વામિત્રે ચર્ચા શરૂ કરી. તે વિશ્વામિત્રે કહ્યું "સૌયવસિ ભયંકર જ છે,તે શસ્ત્રવડે મારવા માટે ઉભો થયો.એનો પુત્ર થઇશ નહિ. મારો પુત્ર થા." તે શુનઃશેપે કહ્યું "હે રાજપુત્ર! તમે જે રીતે અમને જણાવ્યું છે[13] તેમ બોલો; આંગિરસ હોઈ હું તારો પુત્ર થાઉં." તે વિશ્વામિત્રે કહ્યું "તું મારા પુત્રોમાં જ્યેષ્ઠ થઇશ. તારી પ્રજા શ્રેષ્ઠ થશે. મારો દિવ્ય વારસો તું પામ. તેવડે હું તને બોલાવું છું." તે શુનઃ-શેપે કહ્યું "મારી શોભા અને મિત્રતાને માટે આ કબુલ કરે એમ બોલો[14] કે જેથી, હે ભરતર્ષભ! હું તારી પુત્રતાને પામું." પછી વિશ્વામિત્રે પુત્રોને બોલાવ્યા "મધુ-ચ્છંદા, ઋષભ, રેણુ, અષ્ટક, સાંભળોઃ જે કોઇ તમે ભઇઓ હો તે તમે આના કરતાં મોટા નહિ." ૧૭

તે વિશ્વામિત્રને એકસો એક પુત્ર હતા; પચાસ મધુચ્છંદા કરતાં મોટા હતા, પચાસ નાના હતા. તેમાં જે મોટા હતા તેને આ ઠીક ન લાગ્યું. તેઓને શાપ આપ્યો "તમારી પ્રજા અંતપ્રદેશોને પામો". તે આ અન્ધ્રો, પુણ્ડ્રો, શબરો, પુલિન્દો, મૂતિબો અંતપ્રદેશોની બ્હાર રહેનારા છે; ઘણા દસ્યુઓ વૈશ્વામિત્રો છે. તે મધુચ્છંદાએ પચાશની સાથે કહ્યું "અમારા પિતા જે સ્વીકારે છે તે અમે પાળીશું. અમે બધા તને આગળ કરીએ છીએ. અમે બધા તારી પછવાડે છીએ." પછી વિશ્વામિત્રે ખાત્રી થયે પુત્રોની સ્તુતિ કરી "હે પુત્રો! તે તમે પશુવાળાઓ,વીરવાળાઓ થશો જેઓએ મારી ઇચ્છા સ્વીકારી મને વીરપુત્રવાળો કર્યો. હે ગાથીઓ તમે અગ્રેસર દેવરાતવડે વીરવાળા થશો. હે પુત્રો! તમે સર્વે પૂજ્ય થશો. એ તમને સત્ય ભણાવશે. હે કુશિકો આ દેવરાત તમારો વીર છે. તમે એને અનુસરો. તમને એ મારા વારસા

૧૩. મૂળ પંક્તિનો અર્થ સ્પષ્ટ થતો નથી.

૧૪. મૂળ પંક્તિનો અર્થ સ્પષ્ટ થતો નથી. આ એટલે વિશ્વામિત્રના પુત્રો.

તરીકે પામશે. અને જે વિદ્યા અમે જાણીએ છીએ તે પણ. તે વિશ્વામિત્રના પુત્રોએ ગાથિનોએ બધાએ સંપી આનંદથી દેવરાતને નેતૃત્વ માટે અને શ્રેષ્ઠતા માટે સ્વીકાર્યો. દેવરાત ઋષિએ બન્ને સંપત્તિ મેળવી: જહ્નુઓનું આધિપત્ય અને ગાથીઓનું દેવવિષયક જ્ઞાન ( દૈવ વેદ ).

તે આ સો ઋચાઓ અને વધારે ગાથાઓવાળું શુનઃશેપનું આખ્યાન છે. રાજા અભિષિક્ત થાય ત્યારે હોતા તે કહે. તે ઉપર બેઠો બેઠો કહે. સુવર્ણના તકીઆ ઉપર બેઠો બેઠો હોંકારો આપે. યશ એ જ હિરણ્ય છે. તેને તે યશવડે જ સમૃદ્ધ કરે છે. ૐ એ ઋચાનો પ્રતિશબ્દ છે. तथा એ ગાથાનો. ૐ એ દૈવી છે. तथा એ માનુષ છે. દૈવ-વડે અને માનુષવડે તેને પાપમાંથી મુક્ત કરે છે. તેથી જે રાજા વિજેતા હોય અને અયજમાન હોય તેને આ શુનઃશેપનું આખ્યાન કહેવું. આ કહેવાથી જરાએ પાપ બાકી નહિ રહે. કહેનારને હજાર (ગાયો) આપવી,હાજીઓ ભણનારને સો.આ બંને આસનો અને ધોળી ખચરી સાથેનો રથ હોતાને. પુત્રોની ઈચ્છાવાળાઓએ પણ આ વાત કહેવડાવવી.તેઓ પુત્રો મેળવે છે, પુત્રો મેળવે છે. ૧૮

---

૬૭

## ઈંદ્રનો મહાભિષેક

હવે અહીંથી ઇંદ્રનો મહાભિષેક. પ્રજાપતિયુક્ત તે દેવતાઓ બોલ્યા "દેવતાઓમાં આ ઓજિષ્ઠ, બલિષ્ઠ, વધારેમાં વધારે સત્ત્વવાળો[1] અને પાર લઈ જાય તેવો છે. એનો જ આપણે અભિષેક કરીએ." "સારૂં" (તેઓએ જવાબ આપ્યો). તેથી ત્યારે જ ઇંદ્રનો (અભિષેક કર્યો). તેને

---

૧. સત્તમ 'પોતાના ભક્તો વિષે અતિશય સાધુ' 'સાયણ. 'વધારેમાં વધારે અસ્તિત્વવાળો,' કીથ.

માટે ઋચા નામની બેઠક[2] કરી. બૃહત અને રથન્તરને[3] તેના આગલા પગ કર્યા. વૈરૂપ અને વૈરાજને તેના પાછલા પગ કર્યા. શાકવર અને રૈવત ને માથાના (અને પગ આગળના) ફલક કર્યા. નૌધસ અને કાલેયને બાજુના ફલક કર્યા. ઋચાઓને પૂર્વ દિશામાં ફેલાવી અને સામોને તિર્છા કર્યા. યજુષોને છિદ્રો, યશને આસ્તરણ, શ્રીને ઉપબર્હણ. તેને માટે સવિતા અને બૃહસ્પતિએ પૂર્વ પાદો ધારણ કર્યા, વાયુ અને ઉષાએ પછીના, મિત્ર અને વરુણે માથાના ( અને પગ આગળનાં ફલક ), અશ્વીઓએ બાજુનાં. તે આ બેઠક ઉપર ચઢયો, ( નીચેના મન્ત્રો સાથે)—

"વસુઓ ગાયત્રી છંદથી, ત્રિવૃત્ સ્તોમથી, રથંતર સામથી તારા ઉપર ચઢો;[4] હું સામ્રાજ્યને[5] માટે તેમની પછવાડે ચઢુ

---

૨. બેઠક—आसन्दी આનું વર્ણન ઐ. બ્રા. ૩૭ મા અધ્યાયના પુનરભિષેક પ્રકરણમાં છે. " ઉદુમ્બરના લાકડાની બેઠક. તેનાં પગ પ્રાદેશ ( વ્હેંત ) જેવડા, માથા, ( અને પગ ) આગળનાં લાકડાં, તથા તિરછાં અરત્નિ ( બે પ્રાદેશ ) જેવડાં. વાણ મુંજનું, અને ઉપરનું પાથરણુ વાઘનું ચામડું ".

૩. આ જાતના વર્ણન માટે સરખાવો અ. વે. ૧૫. ૩, ૨-૯ માં વ્રાત્યની આસન્દીનું વર્ણન. બૃહત્ આદિ સામોનાં નામ છે."આ છ સામો નીચે પ્રમાણેના મન્ત્રોના બનેલા છે. રથન્તર, સા. વે. ૨. ૩૦, ૩૧; બૃહત્, સા. વે.૨. ૧૫૯,૧૬૦; વૈરૂપ, ૨.૨૧૨,૨૧૩; વૈરાજ ૨–૨૭૭,૨૭૯; શાકવર, ૨–૧૧૫૧–૩; રૈવત, ૨-૪૩૪–૪૩૬. " કીથ. ઐ. બ્રા. નો અનુવાદ. પૃ૦ ૨૦૭. હા. ઓ. સી.
આ ઋચા નામની બેઠકના બૃહત્–આદિ સામોના આઠ અવયવ બનાવ્યા' સા.

૪. તારા ઉપર–' હે બેઠક ! તારા ઉપર ' સા.

૫. આની પ્હેલાના અ.૩૭.ખ.૨ ના ભાષ્યમાં સાયણ રાજ્ય આદિના અર્થો આપે છે. ' રાજ્ય–દેશાધિપત્ય, સામ્રાજ્ય–ધર્મથી પાલન, ભૌજ્ય–ભોગ સમૃદ્ધિ, સ્વારાજ્ય–અપરાધીનત્વ, વૈરાજ્ય–બીજા રાજાઓથી વૈશિષ્ટ્ય. આ ઐહિક. હવે આમુષ્મિક કહે છે. રાજ્ય–ઐશ્વર્ય, મહારાજ્ય–ત્યાંના બીજાઓ કરતાં અધિક, આધિપત્ય–તે બીજાઓ વિષે સ્વામિત્વ, સ્વાવશ્ય–

છું. રુદ્રો તારા ઉપર ત્રિષ્ટુભ છંદથી, પંચદશ સ્તોમથી, બ્રહત્સામથી ચઢો; તેઓની પછવાડે હું ભૌજ્યને માટે ચઢું છું. આદિત્યો તારા ઉપર જગતી છંદથી, સપ્તદશ સ્તોમથી, વૈરૂપસામથી

---

અપારતન્ત્ર્ય, આતિષ્ઠત્વ (કીથ 'અતિષ્ઠા' પાઠ લે છે, એનો અર્થ 'સૌથી ઉપર રહેવાપણું'–'pre-eminence' કરે છે.) ચિરકાલ વાસિત્વ.' આમાં બધા અર્થો સંતોષકારક નથી. રાજ્ય, સામ્રાજ્ય, આધિપત્ય આદિના અર્થો સ્પષ્ટ છે. શંકા ભૌજ્ય, સ્વારાજ્ય, અને વૈરાજ્ય વિષે છે. કીથ અનુક્રમે 'paramount rule' સર્વોપરિ રાજ્ય. self rule પોતાનું રાજ્ય અને sovereignty અધીશત્વ' એવા અર્થો આપે છે. આ સ્થળે ફૂટનોટમાં કીથ, વેબરનો એવો અભિપ્રાય ટાંકે છે કે આ યાદીમાં 'રાજ્ય' શબ્દ બે વાર આવે છે એથી મૂળ યાદી ફક્ત 'રાજ્યાય' માટે જ હશે.' પૃ. ૩૩૨. ઐ. બ્રા. હા. ઓ. સી.

આ મહત્ત્વના શબ્દો વિષે પ્રો. જયસ્વાલે એમના 'Hindu Polity' નામના ગ્રંથમાં દશમા પ્રકરણમાં ચર્ચા કરી છે. એમણે આપેલા બધા અર્થો બરાબર નિર્ણીત થયા હોય એમ હજી નથી લાગતું, છતાં સંશોધનની દૃષ્ટિએ મહત્ત્વના છે. આ શબ્દોના પાલીગ્રંથ તેમ જ જૈન આગમોના ઉલ્લેખોનો પણ તેમણે ઉપયોગ કર્યો છે. તેમના મતે આ બધા શાસન–પ્રકારોનાં નામો છે. આ સાચું લાગે છે. ભૌજ્યનો અર્થ–ભોજોથી ચાલતી શાસન સંસ્થા. ભોજ–વંશપરંપરાથી નહિ પણ જાતે થએલા નાયક, એક પ્રકારના શાસનકર્તા. આવા નાયકોમાં રાજસત્તા રહેતી, અને તેઓથી ચાલતી સંસ્થા તે ભૌજ્ય. પ્રો. જયસ્વાલ કચ્છભુજના ભુજમાં આવો અવશેષ જુએ છે. ગૂજરાતમાં ઘણા પ્રાચીન સમયથી આ જાતની સંસ્થા હતી એમ તેઓ માને છે. સ્વારાજ્ય–સ્વરાટ્થી ચાલતી શાસનસંસ્થા. સ્વરાટ એટલે સમાનોમાંથી પસંદ કરાએલો વડો. એટલે કે ગણ–જેમાં બધા સમાન કહેવાતા–તેમાંથી ચુંટાએલો વડો. આવી રાજ્ય-વ્યવસ્થા તે સ્વારાજ્ય. વૈરાજ્ય–રાજા વિનાની શાસનસંસ્થા. આમાં આખો જનપદ અભિષેકને પામતો. એટલે કે રાજ્યસત્તા આખા જનપદમાં રહેતી.' જયસ્વાલ. હી. પો. પૃ. ૮૯–૯૪. હૉગ–ઐ. બ્રા.ના અનુવાદમાં વૈરાજ્યનો 'રાજા વિનાનું' એવો જ અર્થ કરે છે. પણ કીથ આ અર્થને અસંભવિત ગણે છે. પણ મને એ અર્થ સંભવિત લાગે છે.

તારા ઉપર ચઢો; હું સ્વારાજ્યને માટે તેમની પછવાડે ચઢું છું. વિશ્વદેવો તારા ઉપર અનુષ્ટુભ છંદ વડે, એકવિંશ સ્તોમ-વડે, અને વૈરાજ સામવડે ચઢો; તેઓની પછવાડે હું વૈરાજ્યને માટે ચઢું છું. સાધ્ય અને આપ્ત્ય દેવો પંક્તિ છંદવડે, ત્રિનવ સ્તોમવડે, શાકવર સામવડે તારા ઉપર ચઢો; હું રાજ્યને માટે તેઓની પછવાડે ચઢું છું. મરુતો અને આંગિરસ દેવો અતિછંદ છંદવડે, ત્રયસ્ત્રિંશ સ્તોમવડે, રૈવત સામવડે તારા ઉપર ચઢો. તેઓની પછવાડે હું પારમેષ્ઠયને માટે, મહારાજ્યને માટે, આધિપત્યને માટે, સ્વાવશ્યને માટે, અતિષ્ઠાને માટે ચઢું છું.

એ રીતે તે આ આસન ઉપર ચઢયો. આ આસન ઉપર બેઠેલા વિષે વિશ્વેદેવોએ કહ્યું "આઘોષિત થયા વિના ઈન્દ્ર પરાક્રમ ન કરી શકે; આપણે એની આઘોષણા કરીએ." "સારૂ" (તેઓએ કહ્યું). તે વિશ્વદેવોએ આઘોષણા કરી: "હે દેવો! આની આઘોષણા કરો, સમ્રાટને સામ્રાજ્યને, ભોજને ભોજપિતાને, સ્વરાટ્ને સ્વારાજ્યને, વિરાટને વૈરાજ્યને, રાજાને રાજપિતાને, પરમેષ્ઠિને પારમેષ્ઠયને; ક્ષત્ર પેદા થયું, ક્ષત્રિય પેદા થયો. સમગ્ર ભૂતનો અધિપતિ પેદા થયો. લોકોનો ભોગવનાર પેદા થયો, કિલ્લાઓનો તોડનાર પેદા થયો, અસુરોનો હણનાર પેદા થયો, બ્રહ્મનો ગોપ્તા પેદા થયો, ધર્મનો ગોપ્તા પેદા થયો. તે આઘોષણા પામેલાને અભિષેકની તૈયારી કરતા પ્રજાપતિએ આ ઋચાવડે બોલાવ્યો. ૧૨

'વ્રતવાળો વરુણ પોતાની પ્રજામાં બેઠો' (૧, ૨૫, ૧૦), સામ્રાજ્યને માટે, ભોજ્યને માટે, સ્વારાજ્યને માટે, વૈરાજ્યને માટે, પારમેષ્ઠયને માટે, રાજ્યને માટે, મહારાજ્યને માટે, આધિપ-ત્યને માટે, સ્વાવશ્યને માટે, અતિષ્ઠાને માટે સુક્રતુ'— આ આસન ઉપર બેઠેલાની આગળ ઉભા રહીને પશ્ચિમ તરફ મોઢું કરી ઉદુમ્બરની લીલી, પાંદડાં સાથેની, શાખાવડે સુવર્ણના પવિત્રે ઢાંકી અભિષેક કર્યો; આ 'શિવતમ પાણી'

ઇત્યાદિ તૃચાસાથે,[૬] 'દેવના તને' એ યજુષ સાથે, 'ભૂઃ ભુવઃ સ્વઃ' એ ઉચ્ચાર સાથે. ૧૩

પછી એનો પ્રાચી દિશામાં વસુદેવોએ છ અને પચીસ દિવસોથી અભિષેક કર્યો, આ જ તૃચાવડે, આ જ યજુષવડે અને આ જ ઉચ્ચારોવડે સામ્રાજ્યને માટે. તેથી આ પ્રાચી દિશામાં જે કોઈ પ્રાચ્યોના રાજાઓ છે તેઓ સામ્રાજ્યને માટે જ અભિષેક પામે છે. આ અભિષિક્તોને 'સમ્રાટ' કહે છે, દેવોના આ વિધાનને અનુસરી. પછી એનો દક્ષિણ દિશામાં રુદ્રદેવોએ છ અને પચીસ દિવસોથી અભિષેક કર્યો, આ જ તૃચાવડે આ જ યજુષવડે આ જ ઉચ્ચારોવડે ભૌજ્યને માટે.તેથી આ દક્ષિણ દિશામાં જે કોઇ સત્વતોના[૭] રાજાઓ છે તેમનો ભૌજ્યને માટે જ અભિષેક

---

૬ એ ત્રણ ઋચાઓ નીચે પ્રમાણે છેઃ

**इमा आपः शिवतमा इमाः सर्वस्य भेषजीः ।**
**इमा राष्ट्रस्य वर्धनीरिमा राष्ट्रभृतोऽमृताः ॥१॥**
**याभिरिन्द्रमभ्यषिञ्चत् प्रजापतिः सोमं राजानं वरुणं यमं मनुम् ।**
**ताभिरद्भिरभिषिञ्चामि त्वामहं राज्ञां त्वमधिराजो भवेह ॥२॥**
**महान्तं त्वा महीनां सम्राजं चर्षणीनाम् ।**
**देवी जनित्र्यजीजनद्भद्रा जनित्र्यजीजनत ॥३॥**

આ શિવતમ પાણી, આ સર્વનાં ઔષધ, આ રાષ્ટ્રનાં પોષક, આ રાષ્ટ્રને ધારણ કરનારાં અમૃત. ૧

પ્રજાપતિએ જેમનાવડે સોમેરાજાનો, વરુણનો, યમનો, મનુનો અભિષેક કર્યો તે પાણીવડે હું તારો અભિષેક કરૂં છું. તું રાજાધિરાજ થા. ૨

મોટાઓના મોટા એવા તને, લોકોના સમ્રાટને દેવી જનનીએ જન્મ આપ્યો, ભદ્રજનનીએ જન્મ આપ્યો. ૩.

૭ સત્વત–યાદવોનું પ્રાચીન નામ. 'પછીના સાહિત્યમાં ભોજો એ યાદવોની પેટાજાતિ ગણાય છે, જેમનો ઇતિહાસ બે ગણોના–અંધક અને વૃષ્ણિઓના–સંગઠનનો છે.' હી. પો. પૃ૦ ૬૦

થાય છે. એ અભિષિક્તોને 'ભોજ' કહે છે; દેવોના આ વિધાનને અનુસરીને. પછી તેનો પશ્ચિમ દિશામાં આદિત્ય દેવોએ છ અને પચીશ દિવસોથી અભિષેક કર્યો, સ્વારાજ્યને માટે આ જ તૃચાવડે ઇત્યાદિ. તેથી આ પશ્ચિમ દિશામાં જે નીચ્યોના રાજાઓ છે, જે કોઇ અપાચ્યોના[૮] રાજાઓ છે તે સ્વારાજ્યને માટે અભિષેક પામે છે. તે અભિષિક્તોને 'સ્વરાટ્' કહે છે, દેવોના આ વિધાનને અનુસરીને. પછી એને ઉત્તર દિશામાં વિશ્વેદેવોએ છ અને પચીશ દિવસોથી અભિષેક કર્યો, વૈરાજ્યને માટે આ જ તૃચાવડે, આ જ યજુવડે, આજ ઉચ્ચારોવડે, તેથી આ ઉત્તર દિશામાં હિમાલયથી પર જે કોઇ ઉત્તરકુરુ અને ઉત્તરમદ્ર જનપદો છે તે વૈરાજ્યને માટે અભિષેક પામે છે, તે અભિષક્તોને 'વિરાટ' કહે છે; દેવતાઓના આ વિધાનને અનુસરીને. પછી એને આ ધ્રુવ, મધ્યમ દિશામાં સાધ્ય અને આપ્ત દેવોએ છ અને પચીસ દિવસોવડે અભિષેક કર્યો. આ જ તૃચા વડે, આ જ યજુષવડે, આ જ ઉચ્ચારવડે રાજ્યને માટે. તેથી આ ધ્રુવ મધ્યમ દિશામાં જે વશ અને ઉશીનરથી યુક્ત કુરુપાંચાલોના રાજાઓ છે તે રાજ્યને માટે અભિષેક પામે છે. તે અભિષિક્તોને ' રાજા ' કહે છે, દેવતાઓના આ વિધાનને અનુસરીને. પછી એને ઉર્ધ્વ દિશામાં મરુત્ અને અંગિરસ દેવોએ છ અને પચીસ દિવસોવડે અભિષેક કર્યો, આ જ તૃચાઓ આ જ યજુષવડે, આજ ઉચ્ચારવડે, પારમેષ્ઠયને માટે, મહારાજ્યને માટે, આધિપત્યને માટે, સ્વાવશ્યને માટે, અતિષ્ઠાને માટે. તે પરમેષ્ઠિ પ્રાજાપત્ય થયો.

આ મહાભિષેકથી અભિષિકત થયેલા તે ઇંદ્રે સર્વ જીતો જીતી, સવ લોકોને મેળવ્યા, (તે) સર્વ દેવમાં શ્રેષ્ઠતા, અતિષ્ઠા,

---

૮ નીચ્ય અને અપાચ્ય ' આ નામ સૂચવે છે તે પ્રમાણે નીચ્ય લોકોનો વાસ સિન્ધુના મુખોની પાસે આવેલી નીચી જમીનોમાં હશે, અને અપાચ્યોનો ઘણું કરી તેની તુરત જ ઉપરના પ્રદેશમાં હશે. ' જ્યુ સ્વાલ હી. પો. પૃ. ૯૧.

પરમતાને પામ્યો. આ લોકમાં સામ્રાજ્ય, ભૌજ્ય, સ્વારાજ્ય, વૈરાજ્ય, પારમેષ્ઠય, રાજ્ય, મહારાજ્ય, આધિપત્ય જીતીને પેલા સ્વર્ગ લોકમાં સ્વયંભૂ અમર સર્વ કામનાઓને પ્રાપ્ત કરીને અમર થયો, થયો. ૧૪

૬૮

## ક્ષત્રિયનો અભિષેક

આમ જાણનાર તે જે ક્ષત્રિય વિષે ઇચ્છે—આ સર્વ જીતો જીતે, આ સર્વ લોકોને મેળવે, આ બધા રાજાઓમાં શ્રેષ્ઠતા, અતિષ્ઠા, પરમતા પામે, સામ્રાજ્ય, ભૌજ્ય, સ્વારાજ્ય, વૈરાજ્ય, પારમેષ્ઠય, રાજ્ય, મહારાજ્ય, આધિપત્ય ( પામે ); આ સમંતપર્યાયી થાય, સાર્વભૌમ, સાર્વાયુષ, આ છેડાથી તે પેલા છેડા સુધી સમુદ્ર પર્યંત પૃથ્વીનો એક રાજા થાય, તે ક્ષત્રિયને શપથ આપીને આ ઐન્દ્ર મહાભિષેકવડે અભિષેક કરવો:

"જો તું મારો દ્રોહ કરે તો જે રાત્રે તું જન્મ્યો[1], જે રાત્રે તું મરવાનો તે બન્નેના અરસામાં તારૂં લોકમાં ઇષ્ટાપૂર્ત, સુકૃત, આયુષ, પ્રજા પડાવી લઉં."

તે જે આવો ક્ષત્રિય એમ ઇચ્છે "હું સર્વ જીતો–જીતું, ઇત્યાદિ' તે શંકા ન કરે. તે શ્રદ્ધા સાથે કહે

"જે રાત્રિએ હું જન્મ્યો છું, જે રાત્રિએ હું મરી જઈશ તેટલા સમયમાં લોકમાં મારૂં જે કંઇ સુકૃત ઇષ્ટાપૂર્ત, આયુષ, પ્રજા, જો હું તારો દ્રોહ કરૂં તો, પડાવી લેજે." ૧૫

૧. જન્મ્યો, પડાવી લઉં–' अजायेथाः, वृञ्जीयम् ' ન ઘટે એવા રૂપો છે.

૬૯

શતપથબ્રાહ્મણુ કા. ૧. અ. ૧ બ્રા. ૧

## વ્રતોપાયન *

વ્રતનો અંગિકાર કરતો ( પુરુષ ) આહવનીય અને ગાર્હપત્યની વચમાં પૂર્વ તરફ મુખ રાખી ઉભો રહી પાણીની પાસે જઈ સ્પર્શ કરે છે. પાણીની પાસે જઇ સ્પર્શ કરે છે, કારણકે માણસ અમેધ્ય છે, શાથી જે તે જુઠું બોલે છે. તેવડે અંદરથી શુદ્ધિ થાય છે. પાણી મેધ્ય છે. 'મેધ્ય થઇને હું વ્રતનો અંગીકાર કરૂં' આમ ( એ વિચારે છે ). પાણી પવિત્ર છે. 'પવિત્રથી પૂત થઇ વ્રત અંગીકાર કરૂં' એમ ( એ વિચારે છે ). તેથી તે પાણીની પાસે જઈ સ્પર્શ કરે છે. ૧

તે અગ્નિને[1] જ જોતો વ્રતનો અંગીકાર કરે છે. "હે અગ્નિ! વ્રતપતિ! હું વ્રતનું આચરણ કરીશ. તે હું કરી શકું. તે મને સિદ્ધ થાઓ ( વા. સં. ૧. ૫. ). અગ્નિ દેવતાઓનો વ્રતપતિ છે તેથી તેને જ એમ કહે છે કે 'વ્રતનું આચરણ કરીશ' વગેરે. અહીંઆં કંઈ ન સમજાય એવું નથી. ૨

પછી ( યાગ ) પૂરો થતાં વ્રતને છોડે છે "હે અગ્નિ, વ્રતપતિ, મેં વ્રત કર્યું. હું તે કરી શકયો. તે મને સિદ્ધ થયું'

---

*વ્રતોપાયન—શ. બ્રા. ના પ્રથમ કાણ્ડમાં દર્શ અને પૂર્ણ માસ યાગોનું નિરૂપણ કર્યું છે. તેમાં પ્રથમ પૂર્ણમાસનું નિરૂપણ કર્યું છે ( વધારે માહીતી માટે જુઓ પૃ૦ ૨૬૯, ટિપ્પણી ). તેના પ્રથમ અંગ તરીકે વ્રતનું ઉપાયાન--વ્રતની પાસે આવવું-વ્રત લેવાની તૈયારી છે. સાધારણ રીતે આ યાગમાં બે દિવસ જાય છે. તેમાં પ્રથમ દિવસ સાધારણ રીતે અગ્નિ સ્થાનો સાફસુફ કરવા વગેરેમાં તથા વ્રત સ્વીકારવામાં જાય છે. બીજે દિવસ યાગ કરવામાં જાય છે. યજમાન સાધારણ રીતે આ વ્રતમાં અમુક જાતના અન્નનો ત્યાગ—ખાસ કરી માંસાદિનો—કરે છે, બ્રહ્મચર્ય પાળે છે, મૌન રાખે છે ઇત્યાદિ.

૧. તે અગ્નિને જ—'યજમાન આહવનીય અગ્નિને' સા૦

(વા. સં. ૨. ૨૮.). જેણે યજ્ઞ પૂરો કર્યો તે આ કરી શકયો, જેણે યજ્ઞ પૂરો કર્યો તે સાધી શકયો. આ રીતે જ ઘણા ખરા વ્રતનો અંગીકાર કરે છે. અથવા નીચે પ્રમાણે પણ અંગીકાર કરે. ૩

આ બે જ છે, એમાં ત્રીજું નથી. સત્ય અને અનૃત. સત્ય જ દેવો છે, અનૃત માણસો. 'આ હું અનૃતમાંથી સત્ય તરફ જાઉ છું' (વા. સં. ૧. ૫.). તે રીતે તે માણસોમાંથી દેવો તરફ જાય છે.[2] ૪

તે સત્ય જ બોલે. દેવતાઓ આ જ વ્રતનું આચરણ કરે છે એટલે કે સત્ય (બોલવાનું વ્રત). તેથી તેઓ યશસ્વી થાય છે. તે યશસ્વી થાય છે એમ જાણનાર સત્ય બોલે છે. ૫

પછી (યજ્ઞ) પૂરો થતાં (વ્રત) છોડે છે 'જે હું છું જ તે હું આ છું (વા. સં. ૨. ૨૮).' જે વ્રતને પામે છે તે જાણે અમાનુષ હોય એમ થાય છે. "આ હું સત્યમાંથી અનૃત તરફ જાઉં છું". એમ જે બોલવું તે શકય નથી, તે ફરીથી માણસ થાય છે, 'તેથી જે હું છું તે હું આ છું" એ રીતે વ્રતનું વિસર્જન કરવું. ૬

હવે અહીંથી અશન[3] અથવા અનશન વિષે. તેમાં સાવયસ આષાઢે અનશનને જ વ્રત માન્યું છે; કારણ કે દેવો માણસનું મન જાણે છે. તે આ વ્રતના સ્વીકારનારને વિષે જાણે છેઃ સવારમાં એ એમનું યજન કરશે. તે બધા દેવો એને ઘેર આવે છે. તે આના ઘરમાં ઉપવસે [રહે] છે, તે ઉપવસથ.[4] ૭

---

૨. દેવો તરફ—તે દેવતાશરીરને પામે છે, મહીધર. એના જ મતે—માણસ વિનાશી છે માટે અસત્ય છે. એગલીન્ગ શ. બ્રા. અનુવાદ ભા. ૧ પૃ. ૪ સે. બુ. ઇ. વો. ૧૨

૩. અગ્નિહોત્ર થઇ રહ્યા પછી સાંજના જમવા વિષે આ ચર્ચા છે. એગલીન્ગ. શ. બ્રા. પૃ. ૪

૪ ઉપવસથ—મૂળ અર્થ પાસે રહેવું તે, દેવો કે અગ્નિ પાસે રહેવું. આ શબ્દનો મૂળ અર્થ લગભગ 'ઉપાસના' જેવો હશે. પછી એ દિવસે

તે યોગ્ય જ નથી જે [ અતિથિ તરીકે આવેલા ] માણસોએ ન ખાધું હોય તે પહેલાં પોતે ખાય; તો પછી દેવોએ ન ખાધું હોય તેની પહેલાં ખાય તેનું તો શું કહેવું ? તેથી ખાવું નહિ. ૮

પણ તે વિષે યાજ્ઞવલ્કયે કહ્યું છે, 'જો તે ન ખાય તો તે પિતૃદેવત્ય (પિતાને દેવતા ગણી યજ્ઞ કરનાર) થાય, અને જો તે ખાય તો તે દેવોની પ્હેલાં ખાય છે. તેથી જે ખાધેલું ન ખાધેલું ગણાય તે ખાવું. જે હવિષ તરીકે લેવાતું નથી તે ખાધેલું ન ખાધેલું ગણાય. તે જો તે ખાય તો અપિતૃદેવત્ય થાય. જે હવિ તરીકે લેવાતું નથી તે ખાય તો તેથી દેવોની પ્હેલાં ખાતો નથી ૯

તે અરણ્યમાંથી જ ઉત્પન્ન થયેલું ખાય, જે અરણ્યની ઔષધિઓ છે અથવા જે વૃક્ષમાંથી ઉત્પન્ન થયેલું [ એટલે કે ફળ ] છે. તે વિષે બર્કુવાર્ષ્ણ[5] કહે છે 'મારે માટે અડદ રાંધો આ હવિ તરીકે લેવાતું નથી.' તે પ્રમાણે કરવું નહિ શાથી જે શમી ધાન્ય છે. તે વ્રીહિ અને યવનો ઉમેરો છે, તેથી વ્રીહિ અને યવને આના વડે ઘણાં કરે છે. તેથી અરણ્યમાંથી ઉત્પન્ન થએલું ખાવું. ૧૦

તે આહવનીય આગારમાં જ આ રાતે સુવે, અથવા ગાર્હપત્ય આગારે. જે વ્રતનો અંગીકાર કરે છે તે દેવતાઓની પાસે છે. તે જેની પાસે છે તેમની વચ્ચે જ સુવે છે. નીચે સુવુ.[6] નીચેથી જ જાણે વધારે સારાની સેવા થાય છે. ૧૧

---

અન્નત્યાગ કરવાનો રીવાજ થઇ જવાથી અન્નત્યાગનો દિવસ એવો અર્થ, અને પછી ઉપવાસમાં કેવળ અન્નત્યાગનો અર્થ. બૌદ્ધોનો ઉપોસથ શબ્દ તેમ જ જૈનોના 'પોસા' શબ્દનો પણ આ ઉપવસથ સાથે સંબંધ હશે. તેઓએ આ વૈદિક ક્રિયાનો પોતપોતાના ધર્માનુસાર ફેરવી ઉપયોગ કર્યો હશે.

૫ 'વૃષાનો પુત્ર વાર્ષ્ણ, બર્કુ તેનું નામ' સા.

૬ 'ખાટલા ઉપર ન સુવું' સા. 'આસ્તરણનો વાંધો નહિ.' એગલીંગ શ બ્રા. પૃ. ૬ સે. બુ. ઈ. વો. ૧૨

૭૦

## ઈડા બ્રાહ્મણમાં આવેલો મનુમત્સ્યવૃત્તાંત

મનુને માટે સવારમાં તેઓ ધોવાને પાણી લાવ્યા; જેવી રીતે હાથ ધોવાને માટે હાલ પણ લાવે છે તેમ. તે ધોતો હતો એવામાં તેના હાથમાં માછલું આવ્યું. ૧

તે તેનો આગળ વાણી વધ્યું: "મારૂં પાલન કર, હું તને પાર પહોંચાડીશ"."શેમાંથી પાર પહોંચાડીશ?" (મનુએ પૂછ્યું). "આ સર્વ પ્રજાઓને પૂર તાણી જશે, તેમાંથી હું તને પાર ઉતારીશ." "તારૂં પોષણ કેવી રીતે કરવું ?" (મનુએ પૂછ્યું).૨

તેણે કહ્યું: "જ્યારે અમે નાનાં હોઇએ છીએ ત્યારે અમારો બહુ નાશ થાય છે. વળી માછલું જ માછલાને ગળી જાય છે. પ્હેલાં મને ઘડામાં પોષજે; જ્યારે તેનાથી મોટું થઈ જાઉં, ત્યારે ખાડો ખોદી તેમાં મને પોષજે; જ્યારે તેનાથી મોટું થઇ જાઉં ત્યારે મને સમુદ્રે લઈ જજે; કારણકે તે સમયે હું નાશથી અતીત થઈશ. ૩

તે એકદમ ઝષ થઇ ગયું,કારણકે તે મોટું વધે છે.(તેણે કહ્યું) "હવે, અમુક તિથિએ વર્ષે પૂર આવશે ત્યારે નાવ કરી મારી પાસે આવજે. તે પૂર ચઢતાં નાવમાં ચઢી જજે, પછી તને પાર ઉતારીશ. ૪

આ રીતે તેનું પોષણ કરીને તેને સમુદ્રમાં લઈ ગયો. તેણે જે તિથિ અને વર્ષ કહ્યું હતું તે તિથિ વર્ષે નાવ કરી પાસે આવ્યો. પૂર ચઢતાં તે નાવ ઉપર ચઢયો. તે માછલું તેની પાસે તરતું તરતું ગયું. તેના શૃંગ ઉપર નાવનું દોરડું બાંધ્યું. તેનાવડે પેલા ઉત્તરના પર્વત તરફ દોડયો. ૫

તેણે કહ્યું "મેં તને પાર ઉતાર્યો છે. નાવને ઝાડે બાંધ. પર્વત ઉપર હોય ત્યાં સુધી પાણી તને અંદરથી કાપી, ન

નાંખે. જેમ જેમ પાણી સરકે તેમ તેમ તેની પછવાડે તું સરકજે " તે આ ઉત્તરગિરિનું મનુનું અપસરણ (કહેવાય છે). પૂર તે સર્વ પ્રજાઓને લઇ ગયું. પછી એકલો મનુ અહીં બચ્યો. ૬

---

૭૧

## અશ્વિકુમારો અને ચ્યવનનું ઉપાખ્યાન

જ્યારે ભૃગુઓ અથવા અંગિરસો સ્વર્ગ લોક પામ્યાં ત્યારે ચ્યવન ભાર્ગવ અથવા ચ્યવન આંગિરસ ઘરડો ભૂત જેવો[1] પછવાડે રહી ગયો. ૧

તે સમયે મનુવંશનો શર્યાત પોતાના ટોળી સાથે ફરતો ફરતો અહીંઆ આવ્યો. તેણે તેની પડોશમાં પડાવ નાખ્યો.તેના છોકરાઓએ રમતાં રમતાં આ ડોસાને ભૂત જેવાને નકામો માની પથરા વડે કૂટયો. ૨

તે શર્યાતના છોકરાઓ ઉપર ગુસ્સે થયો. તેઓમાં વિરોધ પેદા કર્યો. બાપ દીકરા જોડે અને ભાઈ ભાઈ જોડે લડયા. ૩

શર્યાતે વિચાર કર્યો 'મેં કંઇક કર્યું હોવું જોઈએ તેથી આમ બન્યું.' તેણે ગોવાળોને અને ભરવાડોને બોલાવડાવી કહ્યું. ૪

તેણે કહ્યું " આજે તમારામાંથી કોઇએ અહીંઆ કાંઇ જોયું? " તેઓએ કહ્યું " અહીંઆ એક ઘરડો ભૂત જેવો પુરુષ સુતો છે. તેને નકામો માની કુમારોએ પથરાવતી કૂટયો. " તેણે જાણ્યું કે તે ચ્યવન છે. ૫

તેણે રથ જોડીને શાર્યાતી સુકન્યાને બેસાડી(તે) હાંકયો;જ્યાં ઋષિ હતા ત્યાં આવ્યો. ૬

---

૧. ભૂત જેવા. **कृत्यारूपम्**. અભિચાર કર્મથી ધારણ કરેલું કોઈ વિચિત્રરૂપ.

તેણે કહ્યું "ઋષિ તને નમસ્કાર ! મેં ઓળખ્યા નહિ તેથી અપરાધ થયો. આ સુકન્યા. તેનાવડે હું પ્રાયશ્ચિત કરૂં છું. મારી ટોળી સંપને પામો." તેની ટોળી તરત જ સંપ પામી. તે શર્યાત માનવ તરત જ ત્યાંથી ઉપડયો, બીજો અપ-રાધ ન થાય એમ ધારીને. ૭

અશ્વીઓ દવા કરતાં કરતાં આ પ્રદેશમાં આવ્યા. તે સુકન્યાની પાસે આવ્યા. તેઓએ તેની સાથે મૈથુન ઇચ્છયું. (તેણે) તે ના પાડી. ૮

તેઓએ કહ્યું "સુકન્યા ! તું કેમ આ ઘરડા, ભૂત જેવાની પાસે સુવે છે ? અમારી પછવાડે આવ". તેણે કહ્યું "જેને પિતાએ મને આપી તેને હું તે જીવતો હોય ત્યાંસુધી ન છોડું". આ ઋષિ જાણુતા હતા. ૯

તેણે કહ્યું "સુકન્યા ! પેલાઓએ તને શું કહ્યું ?" તેને આ બધું કહ્યું. આ જાણ્યા પછી તે બોલ્યો. "જો તેઓ તને ફરીથી આમ કહે તો તું એમ કહેજે 'તમે સંપૂર્ણ જેવા નથી તમે સુસમૃદ્ધ જેવા નથી અને મારા પતિની નિંદા કરો છો !' તેઓ જો તને પૂછે કે 'અમે શાનાથી અપૂર્ણ છીએ અને શાનાથી અસમૃદ્ધ છીએ' તો તું કહેજે 'મારા પતિને ફરીથી યુવાન કરો પછી હું તમને કહીશ". તેની પાસે તેઓ ફરીથી આવ્યા. તેને એનું એ જ કહ્યું. ૧૦

તેણે કહ્યું "તમે સંપૂર્ણ જેવા નથી સુસમૃદ્ધ જેવા નથી" ઇત્યાદિ. ૧૧

તેઓએ કહ્યું "આ સરોવર પાસે એને લઈ જા. તે જે વયની ઇચ્છા કરશે તે વય સાથે બ્હાર નીકળશે." તેને તે સરોવર પાસે લઈ ગઈ. તેણે જે વયની ઇચ્છા કરી તે વયથી તે બહાર આવ્યો. ૧૨

તેઓએ કહ્યું "સુકન્યા અમે શાના વડે અસર્વ છીએ, શાના વડે અસમૃદ્ધ છીએ ?" ઋષિએ જ તેમને જવાબ આપ્યો "કુરુક્ષેત્રમાં પેલા દેવો યજ્ઞ કરે છે; તે તમને બેને યજ્ઞથી આઘા રાખે છે. તેથી તમે અસર્વ (અપૂર્ણ) છો અને અસમૃદ્ધ છો." તે અશ્વીઓ ત્યાંથી ચાલ્યા અને યજ્ઞ કરતા દેવોની પાસે બહિષ્પવમાનની સ્તુતિ થઇ ગયા પછી આવ્યા. ૧૩

તેઓએ કહ્યું "અમને બોલાવો". તે દેવતાઓએ કહ્યું "અમે તમને નહિ બોલાવીએ. માણસોમાં વૈદુ કરતા તમે માણસોનો સંસર્ગ ખૂબ પામ્યા છો." ૧૪

તેઓએ કહ્યું "તમે માથા વિનાનો યજ્ઞ કરો છો." "માથા વિનાનો કેવી રીતે ?" (દેવોએ પૂછ્યું)."અમને બોલાવો પછી તમને કહીશું" "ઠીક" એમ કહી તેમને બોલાવ્યા. તેમને માટે આ આશ્વિન ગ્રહને (પાત્રને) લીધો. તે બંને યજ્ઞના અધ્વર્યુ થયા. તેઓએ યજ્ઞનું શિર પાછું મુકયું. પછી, દિવાકીર્ત્યોના બ્રાહ્મણમાં કહેવાયુ છે,કે શી રીતે યજ્ઞનું શિર પાછું મૂકાયું. શાથી જે તે બહિષ્પવમાનની સ્તુતિ થયા પછી આવ્યા તેથી બહિ-ષ્પવમાનની સ્તુતિ થયાં પછી પાત્ર લેવાય છે. ૧૫

---

૭૨

## યૂપારોહ બ્રાહ્મણ

હવે નેષ્ટા પત્નીને ( શાલાની ) બ્હાર લઇજવા ઇચ્છતો, દીક્ષિત વસ્ત્રથી બ્હાર કુશનું[૧] વસ્ત્ર અથવા ચણીઓ [૨] પ્હેરાવે છે.

---

૧ કુશનું વસ્ત્ર—કોશ. દાભનું વસ્ત્ર, અથવા 'કૃમિકોશ વિકાર ભૂત'-કોશેટામાંથી બનાવેલું રેશમ. સા.

૨ ચણીઓ-ચંડાતક 'વિલાસિનીનું સાથળને અડધે સુધી ઢાંકતુ વસ્ત્ર,

પત્ની જે યજ્ઞનું આ જઘનાર્ધ (પાછલો ભાગ) છે, તેની પાસે, આમ પૂર્વતરફ (લઈ જતો)[3], યજ્ઞને પ્રસન્ન કરાવવા ઇચ્છે છે. જે નાભિની નીચે છે તે પત્નીનું અમેધ્ય છે; દર્ભ મેધ્ય છે. તેથી આનું જે અમેધ્ય જ છે તે જ આ દર્ભોવડે મેધ્ય કરી પછી એને પૂર્વતરફ લઇ જઇ યજ્ઞને પ્રસન્ન કરાવે છે. તેથી નેષ્ટા પત્નીને (શાલાની) બહાર લઈ જવા ઈચ્છતો દીક્ષિત વસ્ત્રની બહાર કુશનું વસ્ત્ર અથવા કુશનો ચણીઓ પહેરાવે છે. ૮

પછી નીસરણીને ટેકવે છે. તે દક્ષિણથી ઉત્તર તરફ ચઢે અથવા ઉત્તરથી દક્ષિણ તરફ. દક્ષિણથી જ ઉત્તર તરફ ચઢવું; તેથી ઉંચો થાય છે. ૯

તે ચઢવા જતાં જાયાને બોલાવે છે "હે જાયા! આવ. આપણે સ્વર્ગે ચઢીએ." "ચઢીએ" જાયા કહે છે. તે સ્ત્રીને સંબોધન કરે છે શાથી જે, જે સ્ત્રી છે તે પોતાનું અર્ધ છે. તેથી જ્યાંસુધી સ્ત્રીને મેળવતો નથી ત્યાંસુધી આ પ્રજાવાળો થતો નથી, ત્યાંસુધી તે અધુરો રહે છે. પછી જ્યારે સ્ત્રીને મેળવે છે ત્યારે જ તે પ્રજા પામે છે, ત્યારે જ તે સંપૂર્ણ થાય છે. 'સમગ્ર થઇને આ ગતિએ જાઉં' એમ (વિચારે છે), તેથી સ્ત્રીને સંબોધન કરે છે. ૧૦

તે ચઢે છે, 'પ્રજાપતિની પ્રજા થયાં છીએ' (એ મન્ત્ર સાથે). એ પ્રજાપતિની પ્રજા થાય છે જે વાજપેય યજ્ઞ કરે છે. ૧૧

---

નૃત્તોપયિક તરીકે ઢાંકવાનું ઉરુકંચુક, અર્ધોરુક વસ્ત્ર. કર્કોપાધ્યાય 'ચલન' (ચણીઓ) એવો અર્થ કરે છે.' સા.

૩. પત્નીની શાલા યજ્ઞની પશ્ચિમ દિશામાં હોય છે માટે જઘનાર્ધ એટલે પાછલો ભાગ કહેવાય છે; ત્યાંથી બ્હાર કહાડી નેષ્ટા તેની પૂર્વ તરફ રહેલા યજ્ઞ તરફ તેને લઈ જાય છે. મૂળની વાક્યરચના બરાબર સ્ફુટ થતી નથી, ભાવાર્થ સમજાય છે.

પછી તે ઘઉંને (ઘઉંના ચષાલ એટલે યૂપ ઉપરના કડકાને) અડકે છે, ‘હે દેવતાઓ અમે સ્વર્ગમાં જઇએ’ (એ મન્ત્ર સાથે). તે સ્વર્ગમાં જાય છે જે વાજપેય યજ્ઞ કરે છે. ૧૨

તે ઘઉંને અડકે છે, શાથી જે ઘઉં એ અન્ન છે. તે અન્નને મેળવે છે જે વાજપેય યજ્ઞ કરે છે. જે વાજપેય છે તે જ અન્નપેય છે. તેથી જે અન્નને જીતે છે તેનાવડે જ આ ગતિને પામીને સ્પર્શ કરે છે, તે પોતાનું કરે છે. તેથી ઘઉંને અડકે છે. ૧૩

પછી માથાથી (તેટલા માપથી) યૂપ ઉપર ચઢે છે, ‘અમે અમૃત થઇએ’ (એ મન્ત્ર સાથે). એનાવડે દેવલોકને જીતે છે. ૧૪

પછી દિશાઓને જોતો જપ કરે છે ‘અમને તમારી ઇંદ્રિયો મળો, અમને તમારૂં પૌરુષ મળો, અમને ક્રતુ મળો અમને તમારાં વર્ચસ મળો (વા. સં ૯. ૨૨).’ આ બધું તે મેળવે છે જે વાજપેય યજ્ઞ કરે છે. પ્રજાપતિને તે જીતે છે. આ બધું પ્રજાપતિ જ છે. તે આ બધાનું યશ, ઇંદ્રિય, અને વીર્ય છે. તે લઇને બધુ પોતામાં મૂકે છે, પોતાનું કરે છે. તેથી તે દિશાઓને જોતો જપે છે. ૧૫

પછી તેની પછવાડે મીઠાના પડીઆ ઉપર નાંખે છે. પશુઓ એ મીઠું છે, અન્ન એ પશુઓ છે. તે અન્નને જીતે છે ઇત્યાદિ. તેથી તેના તરફ મીઠાના પડીઆ ઉપર નાખે છે. ૧૬

અશ્વત્થ અને પલાશના પાંદડમાં તે બાંધેલાં હોય છે. કારણકે (પૂર્વે) તે સમયે અશ્વત્થમાં રહેલા મરુતોને ઇંદ્રે બોલાવ્યા. તેથી અશ્વત્થમાં અને પલાશમાં બંધાય છે. વૈશ્યો તેની પછવાડે ઉપર નાખે છે. વૈશ્યો મરુતો છે, અન્ન વૈશ્યો છે. તેથી વૈશ્યો ઉપર નાખે છે. તેઓ સત્તર છે. પ્રજાપતિ સત્તર છે. તેથી તે પ્રજાપતિને જીતે છે. ૧૭

પછી આને (પૃથ્વીને) જોતાં જપે છે. 'માતા પૃથ્વીને નમસ્કાર! માતા પૃથ્વીને નમસ્કાર!' અભિષેક પામતા બૃહસ્પતિથી પૃથ્વી બ્હીની, 'આ મહાન થયો છે શાથી કે તેનો અભિષેક થયો છે, રખેને એ મારો અનાદર કરે.' બૃહસ્પતિ પૃથ્વીથી બ્હી'ન્યો 'આ અમારી અવગણના ન કરે.' તેથી આના વડે જ આ મિત્રતા કરી, શાથી જે માતા પુત્રને ન હણે પુત્ર માતાને નહિ. ૧૮

આ બૃહસ્પતિસવ એ જ વાજપેય છે. પૃથ્વી આનાથી બ્હીએ છે, 'આનો અભિષેક થયો માટે એ મોટો થયો. રખેને એ મારી અવગણના કરે.' તે આનાથી બ્હીએ છે 'આ મારી અવગણના ન કરે.' તેથી તે એની સાથે મિત્રતા કરે છે, માતા પુત્રને ન હણે પુત્ર માતાને ન હણે. ૧૯

પછી હિરણ્યને (લક્ષ્મીને) ઉતરે છે. હિરણ્ય એ અમર આયુષ છે, તેથી તે અમર આયુષમાં પ્રતિષ્ઠા પામે છે. ૨૦

# શબ્દાનુક્રમ

[ સૂચના—આ મૂળ પાઠોના શબ્દોનો અનુક્રમ છે. એમાં નામ, સર્વનામ, વિશેષણ, કૃદંત અને નિપાત આપ્યાં છે. સ્પષ્ટતાની ખાતર કેટલાક સ્થાને રૂપાખ્યાનો પણ નોંધ્યા છે. ધાતુપાઠ અર્થ સાથે જૂદો આપ્યો છે. ઉપસર્ગો જૂદા આપ્યા નથી પણ તે તે ધાતુ સાથે આપ્યા છે. આંકડો પૃષ્ઠને સૂચવે છે. ]

---

# इ

---

## ई



---

## उ

---

## ए.

---

## ख.



---

## ग.

---

## छ.



---

## ज.

## झ.



---

## त.

---

द.

## न.

## प.

---

## फ.



---

## ब.

## भ.

## म.

## य

## र

---

## श.

## ष.



## स.

---

## ह.

# ધાતુકોશ.

[ આમાં ધાતુના મૂળ અર્થ જ આપ્યા છે. સંબંધના લીધે તથા ઉપસર્ગના લીધે થતા ફેરફારો તે તે સ્થળે અનુવાદમાંથી જોઈ લેવા. ગણુ અને અર્થ આપવામાં મોટે ભાગે મેકડોનલના વેદિક ગ્રામરના ધાતુકોશને, ગ્રાસમાનના વોર્ટર બુખ ત્સુમ ઋગ્વેદને તથા સેં. પી. લે. ને અનુસર્યો છું. સંખ્યાનો કાળો આંકડો ગણુસૂચક છે. વેદમાં પદનો નિયમ ન હોવાથી મોટે ભાગે પદ આપ્યા નથી. અર્થનો ફેરફાર થતો હોય ત્યાં પદ સૂચવ્યું છે.]

**अग्** १ જવું;

**उद्** ५३, १५५.

**अज्** १ પ્રેરવું, હાંકવું;

**आ** १३२;

**उद्** ३०.

**अञ्ज्** ७ ચોપડવું, અંજન કરવું; १२, १४, १६६.

**अद्** २ ખાવું; ९५, १०९, ११६, १५४, १६९.

**वि** २१.

**अन्** २ (અન્ય સ્થળે १, અને ५ પણ) શ્વાસ લેવો; ११३.

**अम्** २ ઇજા કરવી; १२८.

**अय्** १ જવું;

**सम्** ६०.

**अर्च्** १ સ્તુતિ કરવી; १३, ५५, ७२, १६२;

**उद्** १६२.

**अर्ह्** १ યોગ્ય હોવું; १८६.

**अव्** १ રક્ષણ કરવું; મદદ કરવી; ३४, ५२, ५८, ६१, ६२, ९८, १३८, १४९, १५०;

**उप** ११६, १२५.

**अश्** ९ ખાવું; १, ४, १५, ९६ १२९, १९०, १९१;

**अति** १९०;

**सम्** १९२.

**अस** २ થવું, હોવું; २, १०, १९, २१, ३४, ४२, ५८, ६५, ६६, ઇત્યાદિ; १२१, १२२, १२३, १२४; ઇત્યાદિ; १५४, १५९, १६३, १६४, १६५.

**अस्** ४ ફેંકવું; પ્રેરવું; ५५;

**अनु+उद्** १९७;

**अभि** २५, १०४.

**अह्** કહેવું; ३१, ६४, ८०, ८८, ९७, १०६, १४१, १५४, १५५, १६६, १७०, १९१, १९६.

**आप्** ५ મેળવવું; ४५.

**आस्** २ બેસવું; २२, १२८, १४६, १५२, १५५, १७० १७९;

ऋ ६ [ऋच्छ्] आ ૧૩૮.
ऋध् ५ સમૃદ્ધ થવું;
सम् ૧૭૨, ૧૮૪.
ऋष् १ ધસવું; ૩૯;
अभि ૮૫.
एज् १ હાલવું; ૧૫૨, ૧૬૦, ૧૬૩.
कम् १ ચ્હાવું; ૧૧૦, ૧૩૧, ૧૬૨,
૧૬૯, ૧૭૦ ૧૭૩, ૧૭૪, ૧૯૪.
का (અથવા कन्) ४ ભોગવવું; ૯૧;
आ ७ (आचके બોલાવું છું).
कृ ५ કરવું; ૧૪, ૨૩, ૨૬, ૨૮,
૪૧, ૪૩, ૫૧, ૮૨,
૮૩, ૮૪, ૯૦, ૯૧,
૧૦૧, ૧૦૨, ૧૦૪, ૧૧૦,
૧૨૬, ૧૩૦, ૧૩૧, ૧૩૯,
૧૪૦, ૧૪૧, ૧૪૨, ૧૪૩,
૧૪૪, ૧૪૮, ૧૫૦, ૧૫૭,
૧૬૦, ૧૬૩;
आविस् ૫૧;
सम् ૮૯;
कृ ८ ૧૨૭, ૧૩૦, ૧૭૧, ૧૭૨,
૧૮૩, ૧૮૪, ૧૮૫, ૧૯૧,
૧૯૪, ૧૯૬, ૧૯૭, ૧૯૮;
वि ૧૬૩;
(ગણકાર્યરહિત રૂપો) ૨, ૫, ૭, ૧૨,
૧૩, ૧૭, ૩૦, ૩૭,
૪૧, ૫૪, ૫૮, ૬૬,
૬૮, ૭૬, ૮૦, ૯૦,
૯૫, ૧૨૬, ૧૨૮,
૧૩૭, ૧૪૧, ૧૪૫,
૧૫૪, ૧૫૯, ૧૬૧,
૧૮૨, ૧૮૪, ૧૯૩;

अरम् ૬૬;
अव ૬૫;
आ ૪, ૬;
उप+आ ૧૧૩;
नि ૧૧૨;
वि ૧૫૮;
कृ ६ વેરવું; ૧૧.
कृष् १ ખેંચવું, ખેડવું; ૫૩, ૮૩.
क्लृप् १ રચવું, બનાવવું; ૧૧૮, ૧૪૧
૧૬૪, ૧૮
अव ૧૯૦.
क्रन्द् १ ચીસ પાડવી; ૧૪૦;
अभि ૫૩;
आ ૧૩૨; ૧૩૯.
क्रम् १ પગલું ભરવું;
अति ૨૧, ૮૪, ૧૨૯;
आ ૧૨૨, ૧૭૮;
प्र ૮૪, ૯૧;
वि ૧૦૪, ૧૪૪, ૧૫૬, ૧૫૯.
क्रीड् १ રમવું; ૮૨.
कुध् ४ ગુસ્સે થવું; ૧૯૩.
क्रु १ ચીસ પાડવી;
अभि+उद् ૧૮૬;
आ ૧૭૩;
उद् ૧૮૬.
क्षद् १ ભાગવું, ખાવું; ૬.
क्षर् १ ઝરવું; ૧૫૯, ૧૬૧.
उप ૪૮.
क्षि १ રહેવું; ૧૨;
आ ૧૬૪;
उप ૧૦૯.
क्षि ९ નાશ કરવો; ૧૩૧.

खन् ૧ ખોદવું; ૧૩૦;
वि ૧૬૨.
ख्या ૨ જોવું;
अभि ૬૪;
आ ૧૭૮, ૧૮૪;
वि ૧૧૧;
वि+आ ૧૯૫
गम् ૧ જવું; ૨, ૧૧, ૨૫, ૩૬, ૬૮, ૭૮, ૧૨૫, ૧૩૦ (गनीगम्ति), ૧૩૯, ૧૫૩, ૧૫૫, ૧૭૭, ૧૮૮, ૧૮૯, ૧૯૬;
अधि ૧૮૨;
अभि ૧૧૭;
अव ૮, ૧૪૦;
आ ૨, ૬૧, ૭૧, ૭૫, ૯૮, ૧૦૦, ૦૧, ૧૩૯, ૧૪૧, ૧૬૯, ૧૯૦, ૧૯૩, ૧૯૪, ૧૯૫;
उप ૧૦૨;
सम् ૭૬, ૧૨૮.
गा ૩ જવું; ૧૦૧;
अप ૧૮૨, ૧૮૩.
गा ૪ ગાવું; ૧૬૩;
उप ૭૧.
गिल् ૬ ગળી જવું; ૧૯૧.
गुह् ૧ ઢાંકવું; ૯૯.
गृ ૯ ગાવું; ૧૪૮ ( गृणते વ. કૃ. ).
गृ જાગવું; ૧૪, ૧૪૩.
गृध् ૪ લોભી થવું; ૮૦.
गृभाय् (गृभ નામ ઉપરથી સાધિત ક્રિયાપદ) લેવું, બસ કરવું: ૧૩૨;
उद् ૫૪.
ग्रभ् ૯ લેવું, ગ્રહણ કરવું; ૧૨૩.
ग्रह् ૯ લેવું, ગ્રહણ કરવું; ૧૨૨, ૧૨૩, ૧૨૭, ૧૭૯, ૧૯૦, ૧૯૧, ૧૯૫.
घस् ખાવું; ૯૬ ( मा क्षन् ).
घुष् ૧ અવાજ કરવો;
आ ૩૭.
चक्ष् ૨ જોવું; ૪૯;
आ ૧૭૭, ૧૮૪, ૧૮૬, ૧૮૭;
वि ૮૩, ૧૪૬, ૧૫૫;
वि+आ ૧૯૪;
सम् ૧૪૭.
चर् ચાલવું; ૪૫, ૪૬, ૫૯, ૬૭, ૮૪, ૯૦, ૯૬, ૯૮, ૧૦૮, ૧૨૧, ૧૪૨, ૧૪૪, ૧૪૫, ૧૫૩, ૧૫૯, ૧૬૪, ૧૭૯, ૧૮૦, ૧૮૯, ૧૯૦, ૧૯૨, ૧૯૩;
अनु ૧૫૮, ૧૬૦;
आ ૪૬;
वि ૧૦;
सम् ૧૩૨, ૧૪૧, ૧૪૨, ૧૬૩.
चित् ૧ જોવું,જાણવું; ૧૬,૪૪,૬૬,૯૧.
चुद् ૧ પ્રેરવું; ૧૩૧, ૧૪૨.
चृत् ૬ બાંધવું;
वि ૭.
च्यु ૧ હાલવું; ૧૪૦.
छद् અથવા छन्द् ૨ દેખાવવું; ૭૯, ૧૦૧.
छिद् ૭ કાપવું; ૧૯૨.
छिनत् (વ્હીટનીનો કલ્પિત પાઠ सिनत् ) ૧૪૬.
जन् ૧ ઉત્પન્ન કરવું; ૩૦, ૩૧,

૧૪૫, ૧૪૭, ૧૪૮, ૧૫૧,
૧૫૩, ૧૫૪, ૧૫૫, ૧૫૬,
૧૭૮, ૧૮૪, ૧૯૦, ૧૯૩;
प्रति ૧૨૩, ૧૨૪;
सम् ૧૫૬.
विद् ૬ મેળવવું; ૧૫, ૨૦, ૫૪, ૮૦, ૧૦૧, ૧૦૨, ૧૦૩, ૧૩૯, ૧૬૧, ૧૭૫, ૧૭૭, ૧૮૦, ૧૮૭, ૧૮૮, ૧૯૬;
अनु ૩૩;
आ ૧૨૬;
निर् ૧૧૪;
प्रति ૧૭૫.
विदांक् જાણવું; ૧૯૩.
विध् ૪ વિંધવું;
अप ૧૩૦.
विध् ૬ પૂજવું; ૧૦૫, ૧૦૬, ૧૦૭, ૧૦૮.
विवस् (वन् અથવા वा નું ઇચ્છાદર્શક રૂપ) પૂજવું;
आ ૫૦.
विश् ૬ પ્રવેશ કરવો; ૧૧૨, ૧૨૭, ૧૫૨;
अभि+सम् ૧૪૦;
आ ૧૧૦, ૧૨૯, ૧૫૨, ૧૫૬, ૧૬૦, ૧૬૪;
नि ૮૪, ૧૯૨.
विष् ૩ (કાંઇક) કરવું; ૨૮, ૫૦, ૧૦૪, ૧૩૯.
वी ૨ ખાવું, ભોગવવું; ૨૧.
वीड् મજબુત કરવું; ૧૩૨.
वृ ૧ ઢાંકવું; ૪૧.
वृ ૧, ૫;
अप ૧૦;
आ ૧૩૧;
वि ૪૪;
वि+आ ૧૩.
वृ ૯ વરવું; ૮, ૧૨૨, ૧૪૦, ૧૪૧, ૧૭૨, ૧૮૨;
आ ૩૯, ૧૧૩.
वृज् ૭ વાળવું; ૧૮૮;
अप ૧૦૪;
परि ૧૩૧.
वृत् ૧ થવું, ફરવું; ૮૨, ૯૪, ૧૫૨;
अनु ૪૮;
अभि ૧૫૮;
आ ૪૭;
उप+आ ૧૯૧;
ओ ૧૦૩;
नि ૨૨, ૯૬;
सम् ૧૦૫, ૧૦૭, ૧૧૪.
वृध् ૧ વધવું; ૪૮, ૭૪, ૯૨, ૧૫૯, ૧૯૨;
अति ૧૯૧, ૧૯૨;
अभि ૧૫૦.
वृष् ૧ વરસવું; ૫૪, ૫૫, ૧૨૫.
व्यच् પ્હોળું કરવું; ૧૪૦.
व्यथ् ૧ પીડા કરવી; ૧૬૧;
व्रज् ૧ જવું;
उद् ૧૭૦.
व्रश्च् ૬ કાપવું; ૧૩૮;
वि ૩૭.
शक् ૫ શકવું; ૧૨૧, ૧૮૯.
शंस् સ્તુતિ કરવી; ૨૫, ૧૩૮;
प्र ૧૧૭.

# સુધારોવધારો

( જ્યાં સ્વર નથી આપ્યા ત્યાં મૂળ ગ્રંથમાં છે તે પ્રમાણે સમજવા. )

| પૃ. | પં. | સુધારો. | પૃ. | પં. | સુધારો. |
|---|---|---|---|---|---|
| ૨ | ૧૩ | दिवेदिवे | ૬૨ | ૧ | युवां |
| ૫ | ૫ | इ | ૬૨ | ૧૪ | धिया |
| ૧૪ | ૮ | अदर्शि | ૭૦ | ૪ | काण्वस्य |
| ૧૭ | ૨૦ | ऊर्जं | ૭૦ | ૭ | ,, |
| ૧૯ | ૧ | यंति भानवः | ૭૧ | ૨૦ | मधुना |
| ૨૧ | મથાળું | सू. १०९. | ૭૨ | ૮ | बभ्रवे |
| ૨૨ | ૫ | आप्त्यः | ૮૨ | મથાળું | सू ३४. |
| ૨૨ | ૭ | ,, ,, | ૮૩ | ,, | ,, |
| ૨૨ | ૧૭ | यह्वतीः | ૮૪ | ૧૩ | वोचाति |
| ૨૪ | ૧ | विदं | ૮૬ | ૧૫ | महित्वा |
| ૩૧ | ૧૨ | सुतसोमस्य | ૯૭ | ૮ | बंधुः |
| ૩૨ | ૭ | विऽजयंते | ૧૦૦ | ૬ | न्यृष्टः |
| ૩૩ | ૧ | यः | ૧૦૩ | ૩ | हुतौ |
| ૩૬ | ૧૩ | सिंधुः | ૧૨૧ | ૫ | वस्स्तेन |
| ૪૦ | ૧૪ | त्वष्टेव | ૧૨૫ | ૧૨ | विरप्शिन् |
| ૪૨ | ૧૧ | इंद्र | ૧૨૭ | ૬ | नह्यामि |
| ૪૨ | ૧૩ | इंद्र | ૧૩૦ | ૨ | संगत्य ताः |
| ૪૨ | ૧૪ | अस्माकम् | ૧૩૨ | ૨ | संनद्धो |
| ૪૯ | ૬ | क्षत्रं | ૧૩૨ | ૧૨ | मेद्दु |
| ૫૦ | ૧૩ | वृषभो | ૧૩૬ | ૧૭ | महद् |
| ૫૧ | ૧૬ | रथोऽइव | ૧૩૮ | ૧૧ | शृणुहि |
| ૫૨ | ૧૨ | जर्भुरीति | ૧૪૪ | ૧ | योक्त्रे |
| ૫૨ | ૧૭ | असुरः | ૧૪૮ | ૮ | वरुणः |
| ૫૩ | ૧૧ | स्यंदतां | ૧૪૯ | મથાળું | का. ९. सू, २४. |
| ૬૦ | ૧૧ | सुदासं | ૧૬૧ | ૯ | प्रक्रामन्तः |
| ૬૧ | ૯ | पुरोहिति | ,, | ૧૧ | वदामि |
| | | | ,, | ૧૭ | मा नः |

| પૃ. | પં. | સુધારો. |
|---|---|---|
| ૧૮૦ | ૧૦ | निगूळ्हान |
| ૧૮૦ | ૨૫ | ईक्षांचक्रे |
| ૧૮૩ | ૨ | स्ततो |
| ૧–૮ | ના બદલે ૨૦૧–૨૦૮ | |
| ૨૦૯ | ૨૭ | સાથે |
| ૨૧૪ | ૩૨ | ૧૩ મનુષ્યની જેમ –મનુષ્વત્ |
| ૨૨૫ | ૧૬ | દીર્ઘ ૯ |
| ,, | ૧૭ | પુરુકુત્સાની |
| ,, | ૨૨ | ૧૦ ધાન્યવાળા |
| ૨૨૮ | ૮ | ઋતવડે |
| ૨૩૫ | ૧૭ | યજનીય–યજત |
| ૨૩૯ | ૧૧ | બળવાન (અલ્પવિરામ કહાડી નાંખવો) |
| ૨૫૦ | ૩ | ચાલતાંના |
| ૨૫૧ | ૮ | વેગવાળામાં ઉત્તમ વેગવાળી છે. |
| ૨૫૮ | ૧૮ | વ્યર્થ આવી છું ! |
| ૨૬૭ | મથાળું, મં. ૧૦. સૂ. ૧૪૭ | |
| ૨૭૬ | ૩૧ | विरप्शी |
| ૨૭૭ | ૨૫ | ૩–૧ જેનાવડે દેવમય દેવ |
| ૨૮૬ | ૬ | હે વાચસ્પતિ મનોદેવ ('ન' કહાડી નાખો) |
| ૨૮૮ | ૯ | દેવોનો |
| ૨૮૮ | ૧૩ | આ |
| ૨૮૯ | ૩૦ | निगूळ्हामि |
| ૨૯૦ | ૨૬ | બેઠીલી કર્યા વિના |
| ૩૦૪ | ૧૦ | વ્હેલોરી |
| ૩૦૯ | ૨૬ | Spirit of God |
| ૩૧૧ | ૨૨ | અગ્નિ એ |
| ૩૧૫ | ૧૭ | (આકાશમાં ચઢે છે તેના બદલે) માતરિશ્વા ફરે છે |
| ૩૨૭ | ૧૯ | વદતું રૂપ ગણે છે |
| ૩૩૨ | ૨૨ | પછીનાની |
| ૩૩૨ | ૨૫ | અંશ્વીઓની સ્તુતિ |
| ૩૩૫ | ૪ | જહ્નુઓનું |
| ૩૩૫ | ૮ | ('તે'ના બદલે) સુવર્ણના તકીઆ ઉપર |
| ૩૫૪ | | अस्तृ પછી अत्याय ૧૫૨. |
| ,, | | अद्भुत ૫,૩૮. |
| ૩૫૮ | | अर ૧૨, ૧૨૭, ૧૪૪, ૧૫૫. |
| ,, | | अराय ૧૬૪. |
| ૩૬૦ | | आनुष्टुभ પછી आप कहाडी नांखो. |
| ,, | | आप्त्य પછી आप्त्या |
| ૩૭૦ | | इळा પહેલાં इड् ( અન્ન ) ૫૯. (સ્તુતિ) ૧૨૮. |
| ૩૭૮ | | विव्य પછી विप्र ૧૪૪, ૧૪૮, ૧૮૬, ૧૮૭, ૧૯૬, ૧૯૭. |

# ગૂજરાત વિદ્યાપીઠનાં પ્રકાશનો

## પુરાતત્ત્વમંદિર ગ્રંથાવલી

ગુજરાતનો ઈતિહાસસાધનસંગ્રહ—પુસ્તક ૧. મેરુતુંગાચાર્ય વિરચિત પ્રબન્ધચિન્તામણિ. સં૦ આચાર્ય જિનવિજય (છપાય છે)

૧ પાલી પાઠાવલી—સં૦ મુનિ જિનવિજયજી કિં. ૦—૧૪—

૨ પ્રાકૃતકથાસંગ્રહ—સં૦ મુનિ જિનવિજયજી કિં. ૦—૧૨—૦

૩ આર્યવિદ્યાવ્યાખ્યાનમાળા—છીંટની પટ્ટી કિં. ૨—૦—૦
ચામડાની પટ્ટી કિં. ૨—૮—૦

૪ પ્રાચીન સાહિત્ય—(શ્રી રવીન્દ્રનાથ ટાગોરના પુસ્તકનો અનુવાદ) સીલક નથી.

૫ ઉપનિષત્પાઠાવલી—સં૦ શ્રી૦ દ. બા. કાલેલકર કિં. ૦—૧૨—૦

૬ અભિધમ્મત્થ સંગહો—(બૌદ્ધ તત્ત્વજ્ઞાનનો પ્રાથમિક ગ્રંથ) સં૦ અ૦ ધર્માનંદ કોસમ્બી કિં. ૨—૦—૦

૭ બુદ્ધલીલાસારસંગ્રહ—લે૦ અ૦ ધર્માનંદ કોસમ્બી કિં. ૨—૮—૦

૮ આર્યોના તહેવારોનો ઇતિહાસ—લે૦ ઋગ્વેદી કિં. ૩—૮—૦

૯ અભિધાનપ્પદીપિકા—(પાલી ભાષાનો શબ્દકોષ) કિં. ૫—૦—૦

૧૦ સન્મિતિતર્ક ભા. ૧ અભયદેવની તત્ત્વબોધવિધાયિની સાથે સં૦ પં. સુખલાલજી તથા પં૦ બેચરદાસ કિં. ૧૦—૦—૦

૧૧ સમ્મતિતર્ક ભાગ ૨—સં૦ પં. સુખલાલજી તથા પં. બેચરદાસ કિં. ૧૦—૦—૦

૧૨ કાવ્યપ્રકાશ ભાગ ૧ (ઉ. ૧—૬) અનુ૦ શ્રી, રા. વિ. પાઠક અને શ્રી. ર. છો. પરીખ કિં. ૧—૮—૦

૧૩ ધમ્મપદ—(મૂલ દેવનાગરીમાં તથા ગૂજરાતીમાં અનુવાદ ટિપ્પણી, શબ્દકોષ વગેરે) સં૦ અ૦ ધર્માનંદ કોસમ્બી તથા રા. વિ. પાઠક કિં. ૧—૦—૦

૧૪ સમાધિમાર્ગ—લે૦ અ૦ ધર્માનંદ કોસમ્બી કિં. ૦—૮—૦

૧૫ બૌદ્ધસંઘનો પરિચય—લે૦ અ૦ ધર્માનંદ કોસમ્બી કિં. ૨—૦—૦

૧૬ પ્રાકૃતવ્યાકરણ—(દેવનાગરી લિપિમાં) લે૦ પં. બેચરદાસ જીવરાજ કિં. ૪—૦—૦

૧૭ વૈદિક પાઠાવલી—સં૦ શ્રી રસિકલાલ છોટાલાલ પરીખ કિં. ૩—૮—૦

૧૮ સમ્મતિતર્ક ભા. ૩—સં૦ પં. સુખલાલજી તથા પં. બેચરદાસ કિં. ૧૦—૦—૦

૧૯ પ્રાચીન ગુજરાતી ગદ્યસંદર્ભ—સં૦ મુનિ જિનવિજયજી (છપાય છે)

પુરાતત્ત્વ (ત્રિમાસિક) પુ ૧—૨—૩—૪ દરેકની ચોપડી કિં. ૫—૧૨—૦